# લોકમાન્યને … … શ્રદ્ધાંજલિ

'નવજીવન'માં પ્રસિદ્ધ થયેલા
લેખોનો સંગ્રહ



નવજીવન પ્રકાશન મન્દિર
સારંગપુર અમદાવાદ

# સાંકળીયું

# દ્વિતીય સંવત્સરી

—દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર

૧

કાળ કેટલો ઝડપથી વહ્યો જાય છે! કાલ સવારે જ આપણે લોકમાન્યને ગોધરામાં સ્વરાજ્ય ઉપર મરાઠીમાં ભાષણ કરતા સાંભળ્યા હતા. આજે આપણને તેમની દ્વિતીય સંવત્સરી પાળવાનો પ્રસંગ આવ્યો છે! અમૃતસરની મહાસભા વખતે લોકમાન્યે કહેલું, “ આ સરકારની દાનત વિષે ખાત્રી નથી. સરકાર જેટલી ભલાઇ બતાવે તેટલો જ તેની સાથે સહકાર કરીયે. ” તે વખતે ગાંધીજી કહેતા, “ એમ નહિ. સરકાર સુધારા આપવાનું કહે છે, બાદશાહે સંદેશો મોકલ્યો છે, ત્યારે આપણામાં જેટલી ભલાઇ હોય તેટલી બધી વાપરીને આપણે સહકાર કરીયે. ” સૈન્યભરતી વખતે

પણ લોકમાન્યે કહેલું, “ જો કાંઇ પણ સારા હકો મળે તો માની લઇયે કે આ સરકારની તરફેણમાં લડવામાં માલ છે; નહિ તો બધી મદદ સરપને દૂધ પાવા સમાન છે. ” ગાંધીજી કહેતા, “ ના, અણીને પ્રસંગે સરકારને મદદ કરવી છે. આપણે કશી શરત ન કરીયે. બધા હકો આપોઆપ મળી રહેશે. શું આ સલ્તનત જીવતદાન આપનારને પણ દગો દેશે ? ” લોકમાન્ય ગાંધીજીને કહેતા, “ તમે ભલા માણસ છો. તમને આ નોકરશાહીના સ્વભાવની પારખ નથી. મેં મારી જીંદગીનાં ત્રીશ વરસ આ નોકરશાહી સામે લડવા પાછળ ગાળ્યાં છે. ”

ગાંધીજીની ભલાઇ પાછળ નબળાઇ ન હતી. કેટલાક લોકો પોતાને છેતરી નબળાઇને ભલાઇનું રૂપ આપે છે. ગાંધીજી એ વર્ગના નથી એ પણ લોકમાન્ય જાણતા. બેલગામમાં હોમરૂલ લીગ સ્થપાઇ ત્યારે તિલક અને ગાંધી બન્ને ત્યાં હાજર હતા. તે વખતે લોકમાન્યે ગાંધીજી વિષે ખાનગીમાં કહેલું, “ આ ગાંધીની વિચારસરણી આપણા જેવી નથી; પણ આને હાથે દેશનું નુકસાન થવાનું નથી. આની સામે થવાનો પ્રસંગ આપણને આવવાનો નથી. ”

હંટર કમિટી આવી અને ગઈ. પંજાબને ઈન્સાફ ન મળ્યો. વફાદાર ભારતવર્ષને માથે કાળા કાયદાઓ

ચોંટ્યા. ભારતવર્ષના મુસલમાનોને બ્રિટીશ સલ્તનતે દગો દીધો. 'ભલા માણુસ' ને તિલકનું વચન યાદ આવ્યું. તેણે અસહકાર પોકાર્યો. ગાંધીજીની ખાત્રી હતી કે આખો દેશ પુણ્યપ્રકોપથી સળગી ઉઠશે; એ પુણ્યપ્રકોપને અસહકારને રસ્તે વાળવામાં જ શ્રેય છે.

લોકમાન્યને ગાંધીજીનો સત્યાગ્રહ પસંદ હતો. વિલાયતથી તેમણે કાગળો લખેલા કે "ગાંધીનો વિરોધ કોઇ કરશો નહિ. આપણે તેમને બનતી મદદ જ કરવી ઘટે છે." લોકમાન્યને અસહકાર વિષે શંકા એટલી જ હતી કે આવું તીક્ષ્ણ શસ્ત્ર લોકો ઉપાડી શકશે કે નહિ? અસહકાર એ મૂઠ વગરની તલવાર છે. લોકમાન્યને અસહકાર પસંદ હતો; પણ રાષ્ટ્રને તે ગ્રહણ કરવાનો ઉપદેશ તેઓ કરત કે નહિ એ સવાલ છે. સાથે સાથે એ પણ સવાલ છે કે અસહકાર નહિ તો બીજું શું ઉપદેશત? નિષ્ઠુર કાળે બન્ને સવાલોને જ ઉડાવી દીધા.

જે દિવસે અસહકાર શરૂ થયો તે જ દિવસે—લગભગ તે જ ઘડીએ લોકમાન્યનો સ્વર્ગવાસ થયો. ગાંધીજી તે દિવસે મુંબઇમાં હતા. લોકમાન્યના સ્વર્ગવાસથી તેમની લાગણી કેટલી ઉશ્કેરાઈ ગઈ હતી તે તેમના તે વખતના લેખ ઉપરથી સ્હેજે જણાઈ આવે છે. લોકમાન્યે અલૌકિક તપશ્ચર્યા કરી સ્વરાજ્યનો

મંત્ર સિદ્ધ કર્યો હતો અને આખા રાષ્ટ્રે એકમતે સ્વાતન્ત્ર્યયુદ્ધનો ઝંડો તેમના જ હાથમાં સોંપી દીધો હતો. તેમના હાથમાંથી તે ઝંડો નીચે પડે તેના પહેલાં જ ગાંધીજીએ તેને ઉપાડી લીધો. સ્વર્ગમાંથી ગંગા ઉતારવાનું કામ જેમ પેઢીઓ સુધી ચાલ્યું તેમ લોકમાન્યનું કાર્ય મહાત્માજીએ ઉપાડી લીધું અને પોતાની ઢબે પણ લોકમાન્યના ઉત્સાહથી તે આગળ ચલાવ્યું. પોતાને છ વરસની સજા થઈ તે વખતે હાઇકોર્ટમાં લોકમાન્યે કહેલું કે "મારા છુટા રહેવા કરતાં મારા બંદીવાસથી જ સ્વરાજ્યનું કાર્ય વધે એવી પરમાત્માની ઇચ્છા જણાય છે." આજે મહાત્માજી પણ એ જ શ્રદ્ધાથી યરોડાની જેલમાં સ્વરાજ્યસાધના કરી રહ્યા છે.

મહાત્માજી જ્યારે લોકમાન્યના સ્વર્ગવાસ પછી પહેલવહેલા પૂને ગયેલા ત્યારે તીર્થયાત્રાની શ્રદ્ધાથી લોકમાન્યની ઓરડી જોવા ગયેલા. ત્યાં તેમણે દુઃખિત હૃદયે પણ નિખાલસપણે કબૂલ કર્યું કે "તિલક મહારાજ મને નોકરશાહી વિષે હમેશાં ચેતાવતા. પણ મારામાં એવું તો ભૂત ભરાઇ ગયું હતું કે તેમની વાત મ રે ગળે ઉતરતી જ નહોતી." જાગ્યા ત્યાંથી સવાર એ પોતાના સિદ્ધાન્ત પ્રમાણે ગ ધીજીએ લોકમાન્યનું કાર્ય—અન્યાય સામે અસન્તોષ ફેલાવવાનું

કાર્ય મનસા, વાચા, કર્મણા ચલાવ્યું; તે એટલે સુધી કે સજા કરતી વખતે મિ. બ્રૂમફીલ્ડને લોકમાન્યનું સ્મરણ થયું.

૨

લોકમાન્ય તિલકનું જીવન એ ગેરસમજની એક લાંબી પરંપરા જ છે. એમને ભાગે જન્મથી મૃત્યુ સુધી લડવાપણું જ હતું. નાનપણમાં દરિદ્રતા સાથે લડવું એ તો ઘણાખરા મહારાષ્ટ્રીઓના ભાગ્યમાં હોય જ. તેનો વિચાર છોડી દઇયે તોપણ લોકમાન્યના જાહેરજીવનની શરૂઆતમાં જ કોલ્હાપુર પ્રકરણમાં તેમને જેલ જવું પડ્યું. શિવાજીના વંશજ તરીકે કોલ્હાપુરના રાજાની તરફદારી કરવા ગયા ત્યાં તે જ રાજાના દિવાને લોકમાન્ય ઉપર બદનક્ષીની ફરીયાદ કરી અને લોકમાન્યનો જેલ સાથેનો ૧૦૧ દિવસનો પહેલો પરિચય થયો. ન્યુ ઈંગ્લીશ સ્કુલ સ્થાપન કરી ત્યાં ચિપળૂણકરને તેઓ ખોઇ બેઠા. 'કેસરી' છાપું શરૂ કર્યું ત્યાં એમના સાથી આગરકર સાથે મતભેદ પડ્યો, અને રાજકીય સુધારો પ્રથમ કે સંસાર સુધારો પ્રથમ એ વિષય પર બન્ને મિત્રો વર્ષો સુધી લડ્યા. સનાતન ધર્મના પક્ષપાતી તરીકે ઓળખાતા લોકમાન્ય પર જ્ઞાતિબહિષ્કૃત થવાનો પણ પ્રસંગ એકવાર આવેલો. લોકમાન્ય હિન્દુઓના પક્ષપાતી છે અને

મુસલમાનોનો દ્વેષ કરે છે એમ કેટલાંયે વર્ષો સુધી મનાતું. તેની નિવૃત્તિ આખરે લખનૌમાં થઇ. અને તેમના સ્વર્ગવાસ પછી તેમના પવિત્ર દેહને દહનભૂમિ સુધી લઇ જવામાં મહાત્માજી સાથે મો. શૌકતઅલી અને ડૉ. કીચલુ જેવા મુસલમાન આગેવાનોએ પણ ખાંધ આપી હતી. સુરત વખતે મહાસભા તોડયાની જવાબદારી લોકમાન્ય પર ઢોળવામાં આવતી; પણ આખરે તેમના જ પ્રયત્નથી મહાસભાનાં તડ સંધાયાં, એટલું જ નહિ પણ મહાસભાએ પોતાના સ્વરાજ્યનિધિ સાથે તેમનું નામ જોડી દઇ પોતાની કૃતજ્ઞતા કાયમને માટે વ્યકત કરી છે. અમારી ખાત્રી છે કે એક એવો દિવસ પણ જરૂર ઉગવાનો કે જ્યારે આ નોકરશાહીને હાથમાં જળ લઇ કબૂલ કરવું પડશે કે તિલક અમારા સાચા હિતચિન્તક હતા; વખતસર તેમનું માન્યું હોત તો પસ્તાવાનો પ્રસંગ ન આવત.

લોકમાન્ય તિલકે આપણા ઉપર અનન્ત ઉપકાર કર્યાં છે, પણ તે ફેડવાનો ઉપાય એટલો જ છે કે તેમની પેઠે ફકત દેશહિતની જ દૃષ્ટિ મનમાં રાખી સ્વરાજ્યના કાર્ય પાછળ જીંદગીની દરેક ક્ષણ ગાળવી. તેમને નામે આપણે જે સ્વરાજ્ય ફાળો અથવા સ્વરાજ્યનિધિ સ્થાપન કર્યો છે તે દહાડે દહાડે વધવો જોઇયે અને તેનો ઉપયોગ ફકત સ્વરાજ્યને અર્થે જ

થવો જોઇયે. નોકરશાહીને કોઈ પણ રીતે શરણ ન જવાની તેમની ટેક આપણે જાળવવી જ જોઇયે. હરેક માણસે પોતાની કાયિક, વાચિક અને માનસિક શકિત સ્વરાજ્યને અર્થે જ ખરચવી જોઇયે અને ગમે તેટલી ગેરસમજ થાય તોપણ શ્રદ્ધા ખોયા વગર સ્વરાજ્યને સેવવું જોઇયે.

૩

આપણું શરીર જે નાનપણમાં હતું તે જ આજે છે અને છતાં નથીયે ખરૂં. હિન્દુધર્મ વેદકાળમાં હતો તે જ આજે યે છે અને છતાં ભિન્ન પણ છે. એ જ પ્રમાણે રાષ્ટ્રીય મહાસભાનું ધ્યેય પહેલાં જે હતું તે જ આજે છે અને છતાં નથી. પણ લોકમાન્ય તિલકે આપણને જે રાષ્ટ્રમન્ત્ર આપ્યો તે જ આપણે આગળ ચલાવીયે છીયે: ‘સ્વરાજ્ય એ આપણો જન્મસિદ્ધ હક છે અને સ્વદેશી, બહિષ્કાર અને રાષ્ટ્રીય શિક્ષણ એ તે પ્રાપ્ત કરવાનાં સાધનો છે.’ તે વખતે સ્વરાજ્યનો અર્થ સામ્રાજ્યના શહેરીઓનો હક એટલો જ થતો હતો. આજે તે વ્યાપક અને ચોકસ થયો છે. સ્વરાજ્ય એટલે હિન્દુસ્તાનની સેના ઉપર અધિકાર, હિન્દુસ્તાનના અનાજના વેચાણ ઉપર પૂરેપૂરો અંકુશ, ધાર્મિક સુરક્ષિતતા અને સામ્રાજ્યમાં રહેવું કે ન રહેવું એની મુનસફી. સ્વદેશીનો અર્થ પણ આજે બહુ જ

ચોકસ થઇ ગયો છે. સ્વદેશી એટલે 'સ્વદેશમાં ઉગાડેલાં રૂ, શણ, ઊન કે રેશમનાં હાથે કાંતેલાં અને હાથે વણેલાં કપડાંનો ઉપયોગ કરવો અને તમામ પરદેશી કાપડનો બહિષ્કાર કરવો. રાષ્ટ્રીય શિક્ષણમાં સરકારી મદદ, સરકારી માન્યતા અને સરકારી વિદ્યાપીઠનો બહિષ્કાર એટલો ચોકસ અર્થ તે કાળે ન હતો, જો કે તે દિશામાં પ્રયત્ન તો સારી પેઠે થયો હતો. આજે પણ રાષ્ટ્રીય શિક્ષણનું સ્વરૂપ જેટલું ચોકસ થવું જોઇએ તેટલું થયું નથી; પણ સરકારી કેળવણીનો બહિષ્કાર થવો જ જોઇએ એ વિષે સંદિગ્ધતા રહી નથી.

હવે રહ્યો બહિષ્કાર. બહિષ્કારનો તે વખતનો સ્થૂળ અર્થ તો લૅન્કેશાયરના વેપારીઓને નુકસાન થાય એ રીતે વિલાયતી માલનો ત્યાગ અને એને સ્થાને વિલાયત સિવાયના બીજા ગમે તે દેશનો માલ લેવાની છુટ—જો કે તેમાંયે સ્વદેશી વસ્તુ બનતાં સુધી પસંદ કરવાની ભલામણ—એવો હતો. આત્મશુદ્ધિના અને અહિંસાના આજના યુગમાં આપણે તે ખ્યાલ છોડી દીધો છે. પણ બહિષ્કારનો તે વખતે પણ પ્રજા-હૃદયમાં એક જુદો, વ્યાપક અને મનુષ્યસ્વભાવને સુલભ એવો અર્થ હતો. તે એ કે જે સરકારે અન્યાય કર્યો છે તે સરકાર સાથેનો માનભંગયુકત સંબંધ છોડી દેવો. એ આજના અસહકારનું સ્થૂળ સ્વરૂપ હતું.

બહિષ્કારના દિવસોમાં ખાનગી વ્યવહારમાં તેમજ સભા–પરિષદોમાં અંગ્રેજી ભાષાનો ત્યાગ, પોશાકમાં અને ઘરના રાચરચીલામાં વિલાયતી ઢબનો ત્યાગ; પત્રવ્યવહારમાં અને હિસાબકિતાબમાં વિલાયતી તારીખનો ત્યાગ, ગવર્નરના કે વાઇસરાયના દરબારમાં અથવા સરકારી અમલદારોને ત્યાં ભોજનનું આમન્ત્રણ આવે તો તેનો અસ્વીકાર, સરકારી નિશાળોનો ત્યાગ, બનતાં સુધી કોરટોનો ત્યાગ, સરકારી નોકરી વિષે ઘૃણા– એ બધું બહિષ્કારમાં સમાતું હતું; એટલું જ નહિ પણ મ્યુનિસિપાલિટીનો ત્યાગ એ બહિષ્કારમાં આવે કે નહિ એવો સવાલ પણ પૂનામાં ઉઠેલો અને લોકમાન્યને તેનો ચુકાદો આપવો પડેલો કે મ્યુનિસિપાલિટીઓમાં જ્યાં સુધી પ્રજામતને પોતાની ઈચ્છા પ્રમાણે કાંઇ કરવાનો અવકાશ છે ત્યાં સુધી મ્યુનિસિપાલિટીનો ત્યાગ કરવો એ બરાબર નથી. બહિષ્કાર એટલે પોતાની શક્તિ ખોઈ બેસવી એવો અર્થ ન થવો જોઇયે એમ તેમણે તે વખતે કહેલું. કેટલાક ગામડીયા લોકો તો એમ પણ પૂછતા કે બહિષ્કારનો પોકાર કર્યા પછી આપણાથી રેલમાં બેસાય ખરૂં ? ટપાલનો ઉપયોગ કરી શકાય ખરો ? અને અંગ્રેજ સરકારના સિક્કાઓ આપણે વાપરી શકીયે ખરા ?

નેતાઓએ બહિષ્કારને આર્થિક સ્વરૂપ આપી રાજનૈતિક શસ્ત્ર તરીકે તેનો ઉપયોગ કર્યો હતો,

પણ લોકહૃદયે તો તેનો ધર્મ તરીકે સ્વીકાર કર્યો હતો. અને તેથી જ હિન્દુસ્તાનની ધાર્મિક પ્રજા નેતાઓ પાસેથી વિગતવાર બહિષ્કારસ્મૃતિ માગતી હતી. આજે પણ લોકો અસહકારનો શાસ્ત્રાર્થ કેટલો ચલાવે છે તે આપણે જાણીયે છીયે.

આ ઉપરથી સિદ્ધ થાય છે કે બહિષ્કાર અને અસહકાર એ તે તે કાળના સ્થૂળ અથવા સૂક્ષ્મ ધર્મ જ છે. અરવિન્દ ઘોષ એક ઠેકાણે લખે છે કે "બહિષ્કાર એ તે વખતનું નિઃશસ્ત્ર પ્રતિકારનું લૌકિક નામ હતું અને તે દ્વારા નોકરશાહીના દોર અને પ્રજાના અંકુશ વચ્ચે ચાલેલી ઝુંબેશને જોરદાર અને અસરકારક સ્વરૂપ અપાયું હતું." આજે અસહકાર પણ તે જ પરિણામ લાવવા માગે છે. ફક્ત આજ સુધીના અનુભવ પરથી હિન્દુસ્તાનના સાત્ત્વિક સ્વભાવને અનુકૂળ એવું તેનું અહિંસામય વિશુદ્ધ સ્વરૂપ આપણે હવે દૃષ્ટિ આગળ રાખ્યું છે. લોકમાન્ય તિલકે આપણને જે માર્ગ બતાવ્યો તે જ તપસ્યાના અગ્નિથી પ્રદીપ્ત, તેજસ્વી અને વિશુદ્ધ થઇ આપણી આગળ ખડો છે. એ જ માર્ગે લોકમાન્યની શ્રદ્ધાથી, લોકમાન્યની ઉલટથી અને લોકમાન્યની એકાગ્રતાથી લોકમાન્યે બતાવેલા સ્વરાજ્યમન્દિર સુધી આપણે યાત્રા કરવાની છે, અને યાત્રાને ડગલે ડગલે લોકમાન્યનું શ્રદ્ધાપૂર્વક સ્મરણ કરવાનું છે.

૧૦૪૬૦



# લોકમાન્યનો સ્વર્ગવાસ

—ગાંધીજી

લોકમાન્ય તો એક જ હતા. રાજાએ આપેલા ઇલકાબ કરતાં લાખ ગણી કિંમત તિલક મહારાજને લોકોએ આપેલા ઇલકાબની હતી એ દેશે સાબીત કરી આપ્યું છે. આખું મુંબઈ લોકમાન્યને વળાવવા રવિવારે નીકળી ગયેલું હતું એમ કહેવામાં અતિશયોક્તિ નહિ ગણાય.

જે ચિતારો મેં તેમના છેલ્લા દિવસોમાં નજરે જોયા તે કદી ભૂલાય તેમ નથી. લોકોનો અગાધ પ્રેમ અવર્ણનીય હતો.

ફ્રાંસમાં કહેવત છે ' રાજા મુઆ, રાજા ઘણું જીવો.' તે વિચાર ઈંગ્લંડ વગેરે બધા દેશોમાં પ્રસરેલો છે, અને રાજાનું મરણ થાય ત્યારે એ કહેવતનું ઉચ્ચારણ થાય છે. તેનો ભાવાર્થ તો એ છે કે રાજા મરતો જ નથી. રાજતંત્ર એક ઘડી પણ બંધ થતું નથી.

તેમજ તિલક મહારાજ કંઈ મરતા નથી, મર્યા નથી. જીવે છે ને ઘણું જીવશે એમ મુંબઇની મેદનીએ બતાવી આપ્યું. અંગતનાં સગાં ભલે કોચવાયાં, તેઓએ ભલે આંખમાંથી મોતી પાડયાં; પણ પેલા

ઘાટી પોતાનાં વાજીંત્રો લઇને કંઇ રોતા નહોતા આવ્યા. તેઓ તો ઉત્સવ ઉજવવા આવ્યા હતા. એમનાં વાજીંત્ર અને ભજનોએ લોકોને ચેતવ્યા. તિલક મહારાજ મર્યા નથી. ' લોકમાન્ય તિલક મહારાજની જે ' એ ઘોષથી બધું ગાજી ઉઠયું; અને પછી તિલક મહારાજના દેહને અગ્નિસંસ્કાર કરવાનો છે એવો ખ્યાલ જ ન રહ્યો. આમ પ્રજાએ ખરો ઠરાવ કર્યો. દાકતરોનાં 'બુલેટીન' ખોટાં પાડયાં.

મારા મનમાં કંઇક ખળભળાટ શનિવારની રાત્રે જ્યારે મરણના ખબર સાંભળ્યા ત્યારે ઉઠી રહ્યો હતો; પણ જયઘોષ સાંભળીને શમી ગયો. મેં પણ માન્યું કે તિલક મહારાજ જીવે છે; ક્ષણભંગુર દેહ ગયો પણ તેમનો અમર આત્મા તો લાખોના હૃદયમાં બિરાજે છે.

એક અંગ્રેજ લેખકે કહ્યું છે કે બે ખરા મિત્ર પણ જ્યાં સુધી જીવે છે ત્યાં સુધી દેહે તો ભિન્ન જ છે. એકબીજામાં કંઈક ભેદ પણ જુએ. જો તે ખરા મિત્ર હોય તો જે મરે છે તે ભેદને ભાગતો જાય છે; મુએલો જીવતાના શરીરમાં જીવે છે. જીવતાને મન તે મુઓ જ નથી. તેમ તિલક મહારાજ આજે લાખોના શરીરમાં જીવે છે. શનિવારે તો વિશેષે પોતાના જ શરીરમાં જીવતા હતા.

આવું મૃત્યુ આજ લગી આ જમાનામાં કોઇ લોકનાયકને ભાગે નથી આવ્યું. દાદાભાઈ ગયા, ફીરોજશાહ ગયા, ગોખલે પણ ગયા. બધાની પાછળ હજારો સ્મશાને ગયા હતા, પણ તિલકે અવધિ વાળી! તેમની પાછળ તો આખું જગત ગયું. મુંબઇ રવિવારે ઘેલું થઇ ગયું હતું.

આ શો ચમત્કાર? જગતમાં ચમત્કાર જેવી વસ્તુ જ નથી, અથવા તો જગત એ જ એક ચમત્કૃતિ છે. કારણ વિના કાર્ય બનતું નથી એ અપવાદ વિનાનો સિદ્ધાન્ત છે. લોકમાન્યનો હિન્દુસ્તાન પરનો પ્રેમ મર્યાદારહિત હતો તેથી લોકપ્રેમ પણ મર્યાદારહિત હતો. સ્વરાજનો મંત્ર જેટલે દરજ્જે તેમણે જપ્યો તેટલે દરજ્જે બીજા કોઇએ નથી જપ્યો. સ્વરાજને સારૂ હિન્દ હવે લાયક થશે એમ જ્યારે બીજાઓએ અંતઃકરણપૂર્વક માન્યું ત્યારે લોકમાન્યે અંતઃકરણપૂર્વક માન્યું કે હિન્દ આજે જ તૈયાર છે. આ માન્યતાએ લોકોનાં મન હરી લીધાં. એમ માનીને તેઓ બેસી ન રહ્યા, પણ તેનો અમલ આખી જીંદગીભર કર્યાં કર્યો, તેથી પ્રજામાં એક નવો જુસ્સો પેદા થયો. સ્વરાજ મેળવવાની પોતાની અધીરાઇનો ચેપ તેમણે પ્રજાને લગાડયો, ને જેમ તે લાગતો ગયો તેમ તેમ પ્રજા તેમની તરફ દોરવાતી ગઇ.

પોતાની ઉપર ગમે તેવાં જોખમો આવ્યાં, ગમે તેટલાં દુઃખ પડયાં પણ આ મંત્રનું રટણ તો તેમણે છોડયું જ નહિ. એમ તેઓ કઠિન પરીક્ષામાં પણ પસાર થયા, તેથી પ્રજાને તેમની ઉપર ભારે વિશ્વાસ બેઠો ને તેમનું વચન કાયદો ગણાયું.

આવું મહાન જીવન દેહ જતાં પૂરૂં થતું જ નથી. દેહ જતાં તો શરૂઆત થાય છે.

તિલક મહારાજને સારૂ કંઇક વિશેષ થવું જોઇયે એમ એક મિત્રે લખ્યું ને સલાહ માગી. સાથે એમ પણ જણાવ્યું કે તેમની પાછળ ત્રણ દહાડાની હડતાલ પાળીયે તો સારૂં નહિ? તેનો જવાબ મેં જે આપ્યો તે વિચારને જરા લંબાવીને અહીં આપું છું.

જેની આપણે પૂજા કરતા હોઇયે તેના સદ્‌ગુણોનું અનુકરણ કરવું એ જ ખરી પૂજા છે. તેથી હડતાલ પાળવાના કરતાં કંઈ અમલી કામ કરવું મને તો વધારે પ્રિય છે. કારણ તે દહાડે હડતાલ પાળવી, ઉપવાસ કરવો વગેરે જરૂરનું છે, પણ વિશેષતા તો અનુકરણમાં જ હોય. તેઓ અત્યંત સાદા હતા; તેમના સ્મરણાર્થે આપણે સાદાઈ ગ્રહણ કરીયે, આપણને કંઇક અગવડ પડે એટલે દરજ્જે વસ્તુઓનો ત્યાગ આદરીયે. તેઓ બહાદુર હતા; આપણે તેમની નિર્ભયતાનું અનુકરણ કરી મન સાક્ષી પૂરતું હોય

તે જ કરીયે, પોતાનું ધાર્યું જ કરતાં ન હઠીયે. તેઓ વિચારશીલ હતા; આપણે બોલવામાં ને કરવામાં પૂરો વિચાર કરીને જ બોલીયે ને કરીયે. તેઓ વિદ્વાન હતા, માતૃભાષા અને સંસ્કૃત ઉપર તેમનો ભારે કાબુ હતો; આપણે તેમના જેવા વિદ્વાન થવાનો આગ્રહ રાખીયે, પરભાષાનો આપણા વ્યવહારમાં ત્યાગ કરી માતૃભાષાનું સારૂં જ્ઞાન મેળવી તેમાં આપણા બધા વિચારો બતાવતાં શીખીયે, સંસ્કૃત ભાષાનો અભ્યાસ કરી આપણા ધર્મની ખૂબીઓ જે આપણાં શાસ્ત્રોમાં છુપેલી છે તેને ખોળી કહાડીયે. તેઓ સ્વદેશીના શોખી હતા; આપણે સ્વદેશીનો અર્થ સમજી સ્વદેશીનું આચરણ કરીયે. તેમનો દેશ પ્રત્યે અગાધ પ્રેમ હતો; આપણે પણ તેવો પ્રેમ આપણા જીવનમાં ખીલવીયે ને યથાશક્તિ દિનપ્રતિદિન દેશસેવામાં વધારે ને વધારે પરાયણ થઇયે. આમ કરીને જ તેમની ખરી પૂજા કરાય. જેનાથી એટલું પણ ન થઇ શકે તે એક પૈસાથી માંડી ગમે તેટલું નાણું તેમના સ્મરણાર્થે આપે, અને તેનો રાષ્ટ્રીય શિક્ષણ આપનારી શાળાઓ સ્થાપવામાં, લાયક વિદ્યાર્થીને લાયક શિક્ષણ લેવા સારૂ શિક્ષાવૃત્તિઓ આપવામાં કે એવાં બીજાં સાર્વજનિક કાર્યોમાં ઉપયોગ કરાય.

લોકમાન્ય ચાલુ રાજ્યમંડળના કટ્ટા શત્રુ હતા; પણ તેમને અંગ્રેજોનો અણગમો હતો એવી માન્યતા

કેટલાકમાં રહેલી છે તે ખોટી છે. તેમને જ મુખેથી મેં અંગ્રેજોનાં વખાણ ઘણી વેળા સાંભળ્યાં છે. તેમને અંગ્રેજી રાજ્ય સાથેનો સંબંધ સર્વથા અનિષ્ટ હતો એમ ન હતું; પણ તેઓ અંગ્રેજોના બરોબરીયા તરીકે પોતાને અને પ્રજાને ઓળખાવવા માગતા હતા. અંગ્રેજને કે કોઇને પણ તાબે રહેવું તેમને જરાયે પસંદ ન હતું.

તેમની અંગ્રેજ આમવર્ગ ઉપર એવી શ્રદ્ધા હતી કે તેમણે ઇંગ્લંડમાં સીનેમેટોગ્રાફની મારફતે અંગ્રેજ પ્રજાને પંજાબનો અન્યાય સમજાવવાની વિચિત્ર સૂચના કરી હતી!

આવા પ્રૌઢ દેશભક્તનો સ્વર્ગવાસ આપણે ઉજવી રહ્યા છીયે. જે દેહમાં આપણે તેમને જાણ્યા હતા તે જ દેહમાં એઓ હજુ રહ્યા હત તો આપણને લાભ હતો એ તો નિર્વિવાદિત છે; પણ આવી વ્યકિત દેહ રહો યા નહિ તોપણ દેશની સેવા કર્યા જ કરે છે, દેશને દોર્યા કરે છે. જેણે પોતાની કાર્યરેખા ઘડી લીધી છે, જેણે તે પ્રમાણે પિસ્તાળીસ વર્ષ સુધી અમલ કર્યો છે, જેણે પોતાના દેહને દેશસેવામાં જ નીચોવી નાંખ્યો છે તે પોતાના દેહનો ત્યાગ કરી ભૂલાતા નથી, મરતા નથી. તેથી લોકમાન્ય તિલક મરીને પણ આપણને જીવવાનો મંત્ર આપી ગયા છે એમ માનીયે.

(તા. ૮-૮-૨૦ના નવજીવન પરથી)

# સ્વ. લોકમાન્ય બાળ ગંગાધર તિલક

—દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર

ઇ. સ. ૧૮૫૭ના નિષ્ફળ પ્રયત્ન પછી અંગ્રેજોની સત્તા આ દેશમાં ઠીક જામી ગઇ, કેમકે કુસંપને લીધે દેશનું શારીરિક બળ છિન્નભિન્ન થયું હતું. શરીરબળના આ યુદ્ધમાં દેશ હાર્યો, પણ હિન્દી રાષ્ટ્ર અને હિન્દી સંસ્કૃતિ અંગ્રેજોને વશ થઇ નથી, થનાર નથી એનું હિન્દી લોકોને તેમજ અંગ્રેજ સરકારને અખંડ સ્મરણ અને ખાતરી રખાવનાર તેમજ ખાતરી આપનાર જે કેટલીક વ્યક્તિઓ આ દેશમાં પેદા થઈ તેમાંનો એક વિક્રમ વીર આ લોક છોડી ગયો છે. સત્તાવનની સાલનો સ્વતંત્રતાનો મહાપ્રયત્ન થયો તે વર્ષે બાળ ગંગાધર એક વર્ષના બાળક હતા. જે કેળવણીને લીધે અંગ્રેજો જીત મેળવી શકયા તે કેળવણી લઇને તેમની સાથે લડવાનો વિચાર રાખનાર વ્યક્તિઓમાં તેઓ અગ્રેસર નીવડયા. જાહેરજીવનમાં એમના સાથી અને ગુરુ વિષ્ણુશાસ્ત્રી ચિપળૂણકર અંગ્રેજી સાહિત્યને 'વાઘણનું દૂધ' કહેતા. એનું પાન કરીને રાજ્યકર્તા સાથે પ્રજા-હિતને માટે એમણે લડવાનો નિશ્ચય કર્યો. પહેલેથી જ સ્વદેશસેવાનાં સ્વપ્ન ઘડનાર બાળ ગંગાધરના જીવનમાં તે વીશ વર્ષે બી. એ. પાસ થયા પછી એલએલ. બી.

પાસ થયા વગેરે વિગત બહુ મહત્ત્વની નથી. સત્તાવનની સાલના અનુભવથી એટલું નક્કી થયું હતું કે પ્રજાશરીર દુબળ બન્યું છે. તેને સબળ કરવાનો, લોકજાગૃતિ કરવાનો એકમાત્ર ઉપાય એ રાષ્ટ્રીય કેળવણી છે એ નિર્ણય નાનપણમાં જ તિલકે ચિપળૂણકર, નામજોશી, આગરકર વગેરે મિત્રો સાથે કરેલો. વિષ્ણુશાસ્ત્રી સ્વાભિમાનની મૂર્તિ હતા; સ્વધર્મ, સ્વદેશ અને સ્વભાષા વિષે એમને અત્યંત આદર અને અભિમાન હતાં. તેથી જ સરકારી નોકરી છોડી લોકશિક્ષણના કાર્યમાં તેમણે પોતાનું જીવન અર્પણ કર્યું હતું. દેશમાં તેજસ્વી કેળવણીનો પ્રસાર થાય, લોકોને નિર્દોષ સાહિત્ય વાંચવા મળી જાય, દેશના હિતના પ્રશ્નોની ચર્ચા થાય, એટલું જ નહિ પણ લોકોની અભિરુચિ ધર્મને હાનિકર ન થાય એ ઉદ્દેશથી 'ન્યુ ઇંગ્લીશ સ્કુલ' નામની શાળા, 'નવીન કિતાબખાના' નામની પુસ્તકોની દુકાન, 'નિબંધમાલા' નામનું એક તેજસ્વી માસિક અને 'ચિત્રશાળા' નામનું પૌરાણિક અને હિન્દુ જીવન વિષેનાં ચિત્રો છાપવા માટે એક કલાગૃહ, એટલાં વિષ્ણુશાસ્ત્રીએ સ્થાપન કર્યાં. આગરકર એટલા જ દેશાભિમાની હતા, પણ તેમનું વલણ અંગ્રેજી સાહિત્ય તરફ વધારે હોવાથી સંસારસુધારા કરવાની એમની વૃત્તિ વધારે તીવ્ર હતી. નામજોશી અત્યંત વ્યવહાર-ચતુર અને કાર્યદક્ષ માણસ હતા. આ લોકોએ લોક-

શિક્ષણનું કાર્ય શરૂ કર્યું. તિલક 'ન્યુ ઈંગ્લીશ સ્કુલ'માં ગણિત શીખવતા. પછી આ મિત્રમંડળે એક કૉલેજ સ્થાપન કરી, જેનું નામ 'મહારાષ્ટ્ર કૉલેજ' રાખવાનો પ્રથમ વિચાર હતો, પણ પછી તેને 'ફર્ગ્યુસન કૉલેજ' નામ આપવામાં આવ્યું. સાથે સાથે તિલક એક 'લૉ ક્લાસ' પણ ચલાવતા. દેશભક્તોનું આ યુવકમંડળ બધા પ્રશ્નો ઉપર ચર્ચા કરતું, પણ રાષ્ટ્રીય શિક્ષણનું કામ હાથમાં લીધા પછી બનતાં સુધી બીજી પ્રવૃત્તિમાં ન પડવું જોઇયે એ વૃત્તિ તિલકની હતી. વિદ્યાર્થી-જીવનમાં એમની અધ્યયનની એકાગ્રતા અને અધ્યાપનની એમની રુચિ અને કળા જોતાં એ વૃત્તિ અત્યંત સ્વાભાવિક હતી; અને એ જ કારણસર 'ડક્કન સોસાયટી' 'જેસ્યુઇટ' સંસ્થાની પેઠે ચલાવવી અને તેની અંદર કામ કરનાર વ્યક્તિઓએ પોતાનું સર્વસ્વ સંસ્થાને જ અર્પણ કરવું એ આદર્શને વિષે એમનો ભારે આગ્રહ રહેતો. આગરકર એ વિચાર સાથે સંમત થઇ શક્યા નહિ. મતભેદ વધ્યો અને તિલકે 'ફર્ગ્યુસન કૉલેજ' છોડી. જન્મસિદ્ધ અધ્યાપકના જીવનમાં અલૌકિક પરિવર્તન થયું અને લોકશિક્ષણનું વ્યાપક કાર્ય હાથમાં લઇને તેઓ લોકમાન્ય થયા.

તિલકે 'કેસરી' પત્ર હાથમાં લીધું અને 'મરાઠા' પણ ચલાવવા લાગ્યા. 'કેસરી' માં મતભેદ ઉત્પન્ન થયો તેથી આગરકરે 'સુધારક' પત્ર શરૂ કર્યું. આ

એ પત્રોએ સંસારસુધારા વિષે અને હિન્દુ સમાજ વ્યવસ્થામાં સરકારને ક્યાં સુધી માથું મારવા દેવું એ વિષે અનેક વર્ષો સુધી ચર્ચા કરીને મહારાષ્ટ્રને ભારેમાં ભારે કેળવણી આપી. 'કેસરી'માં ફુટ પડી એના પહેલાં જ આ યુવકમંડળ ઉપર ભારે આફત આવી પડી. શિવાજી મહારાજના વંશજ કોલ્હાપુરના મહારાજને ગાંડા ઠરાવીને મદ્રાસ મોકલવામાં આવ્યા ત્યારે આ દેશાભિમાની નવયુવકોનો પુણ્યપ્રકોપ ભભુકી ઉઠ્યો. તેમણે 'કેસરી'માં એ પ્રકરણોમાં ઉંડા ઉતરીને લખાણો લખ્યાં, જેને પરિણામે 'કેસરી' ઉપર મુકદ્દમો ચાલ્યો. આ મુકદ્દમા દરમીયાન વિષ્ણુશાસ્ત્રી ૩૨ વર્ષની ઉમરે ગુજરી ગયા, અને આગરકર અને તિલકને ૧૦૧ દિવસની સરકારની પરોણાગત સ્વીકારવી પડી. પૂનામાં પ્રજામત કેળવીને સરકાર આગળ મુકવાના ઈરાદાથી મહામતિ રાનડે જેવાએ 'સાર્વજનિક સભા' સ્થાપી હતી. 'સાર્વજનિક સભા' એ કૉન્ગ્રેસની જનની ગણાય છે. એની અંદર પણ સરકાર સાથે કેટલો સહકાર કરવો એ વિષે મતભેદ થયો અને તિલકના વિચારો જેમને પસંદ ન હતા તેઓએ 'ડક્કન સભા' કાઢી. આવી રીતે પૂનામાં તીવ્ર મતભેદ થવા લાગ્યા, પણ તેને પરિણામે પૂનાના રાજકીય વાતાવરણનો પારો ચઢેલો રહેવા લાગ્યો અને આજ સુધી પણ રાજકીય ચર્ચામાં અને અંગ્રેજોની નીતિ વિષે જાગૃત

રહેવામાં આખા દેશમાં પૂના અગ્રેસર શહેર રહ્યું છે.

તુરંગમાંથી આવ્યા પછી તિલકે પોતાનો સઘળો જીવ 'કેસરી'માં પરોવ્યો. મરાઠી ભાષા ઘડીને એને સમૃદ્ધ બનાવવી, આધુનિક જમાનાના બધા વિચારો અને રાજકીય સિદ્ધાન્તો મરાઠી ભાષા દ્વારા જનમસમુદાયને સમજાવવા, લોકલાગણીની બધી છટાઓ તેમાં વ્યક્ત કરવી અને રાષ્ટ્રીય જાગૃતિનો પ્રાણ ભાષામાં ઉત્પન્ન કરવો એ ઉદ્દેશથી દર અઠવાડીયે તેમણે લખવા માંડયું. 'કેસરી'એ રાજકીય મહારાષ્ટ્ર ઘડયું છે એમ કોઇ કહે તો તે અયોગ્ય ન ગણાય. 'કેસરી'ની ભાષા આડંબર વિનાની, સીધી પણ પ્રૌઢ હોય છે. તેનું લખાણ વિષયનો પરિપૂર્ણ કાબુ બતાવનારૂં, મુદ્દાસર અને જુસ્સાદાર હોય છે. 'કેસરી' જ્યારે કોઇ પ્રતિપક્ષીની સામે અખાડામાં ઉતરે છે ત્યારે તેની ભાષા સોળે કળાએ પ્રકાશે છે. જુસ્સા સાથે કટુતા અથવા ઝેર નથી હોતું એમ નહિ, પણ તેમાંયે ગાંભીર્ય સંપૂર્ણ જાળવેલું હોય છે. પ્રતિપક્ષીનો પરાજય કરવા માટે 'કેસરી' જે ઝેર વાપરે છે તે ઘણા લોકોની સૌમ્ય અભિરુચિને ભારેપડતું લાગે છે અને તિલકની ભાષામાં વિનય નથી હોતો, આદર નથી હોતો એવી ટીકા ઘણાએ કરી છે. તિલકનો જવાબ એક જ રહેતો, "લડવૈયો બીજું કરી જ ન શકે. જો મારે નિવૃત્તિમાં જ

સમય ગાળવો હોત તો હું બધી જાતની ઉદારતા બતાવત; પણ જેને કાર્ય કરવું છે તેણે તો પ્રસંગોપાત પ્રખર થવું જ જોઇયે." 'કેસરી'ના જેટલું વ્યવસ્થિત, પ્રતિષ્ઠિત અને લોકપ્રિય વર્તમાનપત્ર હિન્દુસ્તાનમાં બીજું ભાગ્યે જ હશે. મહારાષ્ટ્રનું જાહેરજીવન, હિન્દુસ્તાનની જાગૃતિ, એશીયાની ભવિતવ્યતા, યુરોપનું રાજકારણ અને દુનીયાની પ્રગતિ વિષે 'કેસરી'માં હમેશાં વિદ્વત્તા અને માહિતીથી ભરેલા પ્રૌઢ લેખો આવે છે. 'કેસરી' અત્યંત નિયમિત છાપું છે. એની બધી ગોઠવણ અને વ્યવસ્થા તિલકે જાતે કરી છે. આજે 'કેસરી'નો પ્રસાર ૪૦ હજારનો છે. એમ કહેવાય છે કે દુનીયામાં જ્યાં જ્યાં મરાઠી ભાષા બોલાય છે અથવા વંચાય છે ત્યાં ત્યાં 'કેસરી' પહોંચે છે.

પણ 'કેસરી' એ જ તિલક મહારાજનું કાર્યક્ષેત્ર ન હતું. એક તરફ સરકાર સામે અને બીજી તરફ સંસારસુધારાવાળાઓ સામે એમને લડવું પડતું. તિલક કોઇ દિવસ પુરાણપ્રિય ન હતા. ઘણા સંસારસુધારાઓ તેમને અગત્યના લાગતા; છતાં તેમણે સુધારાઓનો વિરોધ કર્યો અને તેથી ગેરસમજ ઉત્પન્ન થઇ. ઘણા લોકો એમને કુધારક માનવા લાગ્યા. તેમની માન્યતા એવી હતી કે સંસારસુધારા એ હમેશનું કામ છે અને તે ધીમે ધીમે થવું જોઇયે. ખાસ કરીને જ્યારે વિદેશી રાજ્ય હેઠળ પ્રજા આત્મવિશ્વાસ ખોઇ બેસે છે અને

જ્યારે પરધર્મી પાદરીઓના આપણી સંસ્કૃતિ ઉપર દિનરાત પ્રહારો ચાલુ છે ત્યારે સમાજને સ્વાભિમાન-શૂન્ય અને હતોત્સાહ બનાવવો એ ભૂલ છે. વળી સંસારસુધારાની પાછળ પડીશું તો શિક્ષિત અને અશિક્ષિત વચ્ચે અંતરાય આવશે, તડ પડશે અને રાજ્યપ્રકરણમાં આપણે વધારે નિર્બળ થઇશું. માટે સમાજ ઉપર હુમલા કરીને નહિ, પણ ધીમે ધીમે સમાજને વશ કરીને જેટલા સુધારા થઈ શકે તે કરવા ઘટે. સરકારની જોડે તો તેની શકિતથી અંજાઇ જઇને આપણે નરમ બનીયે છીયે તો પછી શ્રદ્ધા અને આદરપૂર્વક સમાજ સામે પણ આપણે કેમ નરમ ન બનીયે ? આવા વિચારોને લીધે તેઓ 'કેસરી'માં બનતાં સુધી સંસારસુધારાનો પ્રશ્ન છેડતા જ નહિ. એટલામાં 'સંમતિ વયનું બિલ' આવી પડયું. બિલનું તત્ત્વ તિલકને માન્ય હતું એમ નથી, છતાં તેમણે એ બિલનો સખ્ત વિરોધ કર્યો. તેમનું કહેવું એ હતું કે અંગ્રેજ લોકો પારકા છે, એ જાણીજોઇને આપણી સાંસારિક બાબતોમાં વચ્ચે પડતા નથી, ભલેને ઉદાસીનતાનુંયે પણ ધાર્મિક અને સામાજિક બાબતોમાં આપણને સ્વરાજ્ય છે, એ શા માટે આપણે હાથે કરીને ખોવું ? આપણે જો આપણે જ હાથે સરકારને આપણા ઘરની અંદર પ્રવેશ કરવા દઇશું તો આપણાં સ્વમાન અને સ્વાતંત્ર્ય ઘટશે અને આપણે વધારે

દુર્બળ તેમજ પરાધીન બનીશું. જૂના બધા રિવાજો તેઓ પાળતા ન હતા. પંક્તિભેદમાં હાલમાં લેવાતી બધી છુટ તેઓ લેતા. તેમનું જીવન અત્યંત સાદું અને પવિત્ર હતું અને છતાંયે તેમાં ધાર્મિકતાનો આડંબર બિલકુલ ન હતો. સમાજનો અને ધર્મનો અધિકાર માનવા ખાતર વિલાયત જઇ આવ્યા પછી એમણે પ્રાયશ્ચિત્ત પણ લીધેલું; જોકે વિલાયતમાં એમણે ખાવાપીવામાં સંપૂર્ણ શુદ્ધિ રાખી હતી. રાજકીય ઉત્સવોમાં મુસલમાનો અને ખ્રિસ્તીઓની સાથે બેસીને એમણે ભોજન કર્યું છે. અન્ત્યજોને અસ્પૃશ્ય ગણવા એવી શાસ્ત્રની આજ્ઞા ક્યાંયે નથી એમ એમણે જાહેર કરેલું. એમના કેટલાક દિલોજાન મિત્રો સંસારસુધારકોમાં પ્રમુખ હતા.

સને ૧૮૯૬માં મુંબઇમાં પ્લેગ ફાટી નીકળ્યો અને પૂનામાં પણ તેણે પ્રવેશ કર્યો. આ આપત્તિ અણધારી અને તદ્દન નવી હોવાથી બધા લોકો ગભરાઇ ગયા. સરકારને પણ પ્લેગ સામે શાં પગલાં લેવાં એ સૂઝ્યું નહિ અને તેથી 'સેગ્રીગેશન' 'ક્વેરેન્ટાઇન' વગેરે સખ્ત ઉપાયો લેવામાં આવ્યા. વળી તેનો ઠીક અમલ કરવા માટે લાગણી અને સભ્યતા વગરના ગોરા સિપાઇઓની યોજના થઇ. પ્લેગના ત્રાસ કરતાં આ સોલ્જરોની જડતીનો કેર લોકોને વધારે અસહ્ય થઇ પડ્યો અને સર્વત્ર હાહાકાર વર્તી ગયો. જેને જેમ

ફાટ્યું તેમ સૌ નાઠાં, પણ તિલકે આવા પ્રસંગે ગામ છોડ્યું નહિ. ગામમાં રહીને એક તરફથી લોકોને મદદ કરવા લાગ્યા અને બીજી તરફથી સરકારની ઉપાય કરતાં અપાય કરનારી વિવેકશૂન્ય સખ્તાઇથી થતો પ્રજાક્ષોભ 'કેસરી' દ્વારા વ્યક્ત કરતા. તિલકે માત્ર ક્ષોભ વ્યક્ત કર્યો, પણ સરકારને લાગ્યું કે એમણે એ નિર્માણ કર્યો. લોકક્ષોભની સીમા પ્લેગ અમલદાર રેન્ડ સાહેબના ખૂનમાં થઈ. સરકારે પોતાની પ્લેગનીતિ બદલી ખરી, પણ ઉગ્ર સ્વરૂપ ધારણ કરી લોકોને દબાવવામાં મણા ન રાખી. પૂનાના સરદાર નાતુ બંધુઓને સરકારે નજરકેદ કર્યા અને 'કેસરી' ઉપર રાજદ્રોહનો મુકદ્દમો ચલાવ્યો. કેટલાક મિત્રોએ તિલકને માફી માગવાની સલાહ આપી, પણ તેમણે કહ્યું, "સાચી દાનતથી મેં જે કર્યું છે તેને માટે માફી શાની માગું ? ખલાસીનું કામ કરે તે કોઇક દિવસ સમુદ્રમાં ડુબે પણ ખરો; એ જ રીતે દેશસેવા કરવી હોય તો જેલજાત્રાનો પ્રસંગ આવે જ. આ તો અમારા ધંધાને લગતાં જોખમો. માફી માગીને હું દેશની કાંઇપણ સેવા ન કરી શકું. સિવાય મારૂં સત્ત્વ જાય, પછી મારામાં શું રહ્યું ?" સરકારે એમને દોઢ વર્ષની સજા કરી, એટલું જ નહિ પણ કાયદામાં ફેરફાર કરી રાજદ્રોહ વાળી કલમ વધારે સખ્ત કરી. એમ કહેવાય છે કે જેલમાં ગયા ત્યારે પહેલે દિવસે એમને એટલું સખ્ત કામ આપવામાં આવેલું કે ઘંટી

ચલાવતાં ચલાવતાં બેભાન થઇ ગયા. પણ શુદ્ધિમાં આવ્યા કે તરત પાછા કામે વળગ્યા. એમણે રાહત ન માગી. રાહત માગવી એ એમને નામોશી ભરેલું લાગતું. એક વર્ષને અંતે તેઓ છુટયા ત્યારે એમના શરીરનું વજન બહુ જ ઘટી ગયું હતું; પણ પ્રજામાં એમનું વજન બહુ વધી ગયું હતું. ફેર આવતાંવાર પાછું 'કેસરી' હાથમાં લીધું અને પુનશ્ચ હરિઃ ૐ કરીને લખવા લાગ્યા. જ્યારે તેઓ જેલમાં હતા ત્યારે પાશ્ચાત્ય સંસ્કૃત પંડિત મૅક્સ મુલરના હાથમાં તેમણે લખેલું ' ઓરાયન ' અથવા ' મૃગશિરસ્ ' નામનું પુસ્તક આવ્યું. ' ઓરાયન ' ની અંદર જ્યોતિષશાસ્ત્રની દૃષ્ટિથી વૈદિક કાળનિર્ણયની ચર્ચા હતી. ચોપડી જોઇને મૅક્સ મુલર ચકિત થયા, મુગ્ધ થયા અને આવા અગાધ પાંડિત્યવાળા વિદ્વાન પાસે પોતે કરેલું ઋગ્વેદનું ભાષાન્તર અભિપ્રાયને માટે મોકલવાનું તેમને મન થયું. પણ ખબર પડી કે ગ્રન્થકર્તા તો જેલમાં છે! એમણે પ્રથમ તો જેલમાં તિલકને પુસ્તકો મળે, વાંચવાનો સમય અને દીવાબત્તી મળે એવી ગોઠવણ સરકાર પાસે કરાવી. પછી એમની હમીયાનગીરીને લીધે સરકારને છ મહિના પહેલાં તિલકને છોડવા પડયા. જેલમાં વેદનું નિરીક્ષણ કરતાં એમને સૂઝી આવ્યું કે આર્યોનું મૂળ રહેઠાણ ઉત્તર ધ્રુવ તરફ હોવું જોઇયે; અને આર્ય લોકો સુમેરુની આસપાસ રહેતા હતા, એવો

ઉલ્લેખ વેદમાં મળી આવે છે એમ એમને લાગ્યું. જેલમાંથી છુટ્યા પછી તાઈમહારાજ કેસ જેવો માથું ખાઈ નાંખે એવો મુકદ્દમો ચાલુ હતો છતાં તે જ અરસામાં 'આર્કટિક હોમ ઇન ધિ વેદાઝ' એટલે 'આર્યોનું વેદકાળમાં સુમેરુ તરફનું રહેઠાણ' એ નામનો વિદ્વત્તા અને શોધખોળથી ભરેલો ગ્રન્થ તેમણે બહાર પાડ્યો. તેને લીધે તેમની કીર્તિ યુરોપના વિદ્વાન મંડળમાં બહુ જ થઈ. 'આર્કટિક હોમ' ગ્રન્થ લખતી વેળાએ પારસી લોકોના ધર્મગ્રંથોનું એમણે અધ્યયન કર્યું. પછી ઈરાન, મેસોપોટેમીયા, ખાલ્ડીયા, સીરીયા, અસીરીયા વગેરે દેશોના પ્રાચીન ઇતિહાસ અને તેમની સંસ્કૃતિ તરફ તેમનું લક્ષ ગયું; અને વૈદિક સંસ્કૃતિ સાથે તેમનું કેટલું સામ્ય છે તે તેમણે કેટલાક વિદ્વન્માન્ય નિબંધોમાં બતાવી દીધું છે. કેટલાક લોકો તો એમની વિદ્વત્તા જોઈને એમને વિનવતા કે તમે રાજ્યપ્રકરણી ઝગડાઓ છોડી દો અને વિદ્વત્તાથી દુનીયાની ભારેમાં ભારે સેવા કરી શકો છો તે કરો. તેઓ કહેતા, "મારે એ સ્વચ્છન્દ કરવો નથી. દેશને માટે લડવું એ જ મારૂં કર્તવ્ય છે. વિદ્વત્તાનું કામ કરનાર પંડિતો હિન્દુસ્તાનમાં અગણિત નિર્માણ થશે. આર્યબુદ્ધિ વન્ધ્યા થઈ નથી." એમના એક સ્નેહીએ એમને પૂછ્યું, "સ્વરાજ્ય થશે ત્યારે તમે કયા ખાતાના મંત્રી થશો?" એમણે કહ્યું, "મને રાજ્યપ્રકરણનો કંટાળો

છે. સ્વરાજ્ય મળ્યું એટલે હું તો મારે ગણિતનો અધ્યાપક થઇ જઇશ અને નિરાંતે વિદ્યાનંદનો લ્હાવો લઇશ.”

જ્યાં સુધી પોતાના દેશબંધુઓને પેટપૂરતું ખાવા નથી મળતું ત્યાં સુધી વિદ્યાનંદ જેવો સાત્ત્વિક આનંદ પણ એમને હરામ લાગતો. તેઓ હમેશાં કહેતા, स्वराज्याची चळवळ हा पोटापाण्याचा प्रश्न आहे. તેથી સરકારે જ્યારે જમીન મહેસુલના કાયદામાં ફેરફાર કર્યો અને અનાદિકાળથી વંશપરંપરાગત ચાલતો આવેલો જમીનનો માલિકીહક ભૂમિનાં બાળ પાસેથી છીનવી લઇને સાત સમુદ્ર પારથા આવેલી સરકારને હિન્દુસ્તાનની ભૂમિની માલિક ઠરાવવામાં આવી અને હિન્દી ખેડૂતને માત્ર તેના ભાડુતની સ્થિતિમાં મુકયો ત્યારે તિલકે સરકારને મહેસુલ નહિ આપવાની લડત ચલાવવાનો વિચાર રાખ્યો હતો; પણ તે વખતે પ્રજા એટલી ચડેલી ન હતી.

એ જ અરસામાં મુંબઇમાં અને પૂનામાં હિન્દુ મુસલમાન વચ્ચે નજીવા કારણસર ઝગડો થયો અને ભારે મારામારી થઇ. પૂનામાં ઘણાં વર્ષથી હિન્દુઓ મહોરમમાં ભાગ લેતા હતા તે બંધ થયા. રમખાણમાં વાંક બન્નેનો હતો એ તિલકે સ્વીકાર્યું હતું, પણ વધારે વાંક મુસલમાનોનો હતો એ એમણે જાહેર કર્યું. તેથી તિલક

મુસલમાન કોમની સામે છે એવો વહેમ કેટલાક મુસલમાનોના મનમાં પેસી ગયો, પણ તે ખોટો હોવાથી કાળે કરીને નિકળી ગયો. તિલક મુસલમાનની વિરુદ્ધ છે એ અમારી માન્યતા ભૂલભરેલી હતી એમ ખિલાફ્ત ડેપ્યુટેશનવાળા સૈયદ હુસેને જાહેર રીતે સ્વીકાર્યું છે, કેમકે લખનૌની કૉંગ્રેસમાં હિન્દુ મુસલમાન વચ્ચે વિરોધ અને શંકા ન રહે એટલા માટે જે અધિકાર-વિભાગ કરવામાં આવ્યો તેમાં મુસલમાનો જેટલું માગતા હતા તેટલું બધુંએ આપવાની સલાહ તિલકે પોતે આગેવાનોને આપી. "પ્રથમ દેશનો વિચાર થવો જોઇયે; હું હિન્દુ છું કે મુસલમાન એ ભેદ દેશહિતનો વિચાર કરતાં મનમાં ન આવવો જોઇયે." એ એમનું તે વખતનું પ્રસિદ્ધ વાક્ય છે. પૂનામાં હિન્દુ મુસલમાન વચ્ચે જે અણબનાવ ઉત્પન્ન થયો તે ધર્મ વિષેની સંકુચિત કલ્પનાને લીધે થયો હતો એ જોઇને તેમજ હિન્દુઓને પણ મહોરમને બદલે ઉત્સવ કરવાનું કાંઇ પણ સાધન મળે એ હેતુથી પણ એમણે ગણેશ ઉત્સવ શરૂ કર્યો. ગણપતિ ઉત્સવમાં સ્વયંસેવકોના અને બીજા નવયુવકોના મેળાઓ ભજન ગાય છે; વિદ્વાન નેતાઓ ધાર્મિક, સામાજિક અને કોઇકવાર રાજકીય વિષયની ચર્ચા કરે છે અને આવી રીતે લોકોને જમાનાને અનુકૂળ કેળવણી મળે છે. જેમ ગણેશ-ઉત્સવથી ધાર્મિક જાગૃતિ થઇ તેમજ ગણેશ-ઉત્સવ પહેલાં જ દેશાભિ-

માન અને સ્વાભિમાન જાગૃત કરવા માટે તિલકે શિવાજી-ઉત્સવ શરૂ કર્યો. એ શિવાજી-ઉત્સવથી પણ લોકજાગૃતિ ખૂબ થઈ છે. આ બન્ને ચળવળને લીધે સ્વદેશીનો પ્રચાર મહારાષ્ટ્રમાં ખૂબ થયો અને શિક્ષિત અશિક્ષિત વચ્ચેનો ભેદ ઓછો થતો ગયો. શિવાજી ઉત્સવને લીધે જ જૂનો ઇતિહાસ તપાસવાની વૃત્તિ વધી અને કેટલાક વિદ્વાનોનું 'ભારત ઇતિહાસ સંશોધક મંડળ' તૈયાર થયું.

૧૯૦૪ માં યુનિવર્સિટી ઍક્ટ પસાર થયો અને સરકારે કેળવણી ખાતું—ઉચ્ચ કેળવણી સુદ્ધાં—પોતાના અંકુશ તળે વધારે આણ્યું. ૧૯૦૫ માં બંગભંગ થયો. બંગાળીઓએ અરજીઓ, સભાઓ વગેરે જેટલું થઈ શકે તેટલું કર્યું અને આખરે સ્વદેશી અને બહિષ્કારની મહારાષ્ટ્રી ચળવળ ઉપાડી લીધી. સ્વાભાવિક રીતે જ બંગાળી લોકોને પહેલવહેલી સહાનુભૂતિ મહારાષ્ટ્ર તરફથી મળી. સરકાર તો એમ જ માને છે કે અત્યાચારનો ઉપદેશ પણ બંગાળાને પૂના તરફથી મળ્યો છે. સ્વદેશી, બહિષ્કાર, રાષ્ટ્રીય શિક્ષણ આ ત્રણ ઉપાયોથી સ્વરાજ્ય મેળવવું છે એ રાષ્ટ્રીય મૂલમંત્ર બધે ફેલાયો. તિલકે આને 'स्वराज्याची चतुःसूत्री' કહી છે.

બંગાળાના રાષ્ટ્રીય આગેવાનો સ્વરાજ્યનો અર્થ પૂર્ણ સ્વાતંત્ર્ય કરતા અને બહિષ્કારનો અર્થ પણ અંગ્રેજી રાજ્ય અને અંગ્રેજી રાષ્ટ્ર સાથે પરિપૂર્ણ

અસહકાર એવો કરતા. તે ઉપરથી ઘણા નરમ આગેવાનોને એમ લાગ્યું કે કૉંગ્રેસને માટે એક બંધન (creed) રાખવું જોઇએ. તિલકને લાગ્યું કે આવું બંધન એક રીતે અત્યાર સુધી સૌ સ્વેચ્છાએ માનતું આવ્યું જ છે છતાં સોગન સાથે સહી કરીને તે સ્વીકારવામાં એક જાતની માનહાનિ છે અને દેશના બધા પક્ષોને કૉન્ગ્રસમાં સ્થાન લેવા દેવામાં એ અગવડરૂપ થાય, માટે તેમણે તે પસંદ કર્યું નહિ. સુરતમાં કૉંગ્રેસમાં ભાગલા પડ્યા.

બંગભંગને લીધે સ્વાવલંબનનો માર્ગ સ્વીકારનાર પ્રજા ઉપરનો એક તરફથી કૉન્ગ્રેસનો અંકુશ દૂર થયો તે જ વખતે બીજી તરફ સરકારે દંડનીતિ અખત્યાર કરી. એને પરિણામે બંગાળામાં યુરોપનું આસુરી હથીયાર એટલે કે બૉંબ અવતીર્ણ થયું. આ પરિસ્થિતિને માટે "દેશનું દુર્દૈવ" એ મથાળા નીચે એક અગ્રલેખમાં તિલકે સરકારની દુષ્ટ નીતિને જ જવાબદાર ગણી. મહારાષ્ટ્રમાં બંગાળા વિષે સંપૂર્ણ સહાનુભૂતિ હતી, પણ તિલકના દૂરંદેશી ધોરણને લીધે અત્યાચારની પ્રવૃત્તિ રોકાઇ હતી. એ જ અરસામાં સ્વદેશી અને બહિષ્કારની ચળવળ સાથે મદ્યપાનનિષેધની ચળવળને જોર આપીને પ્રજાનું જીવન વિશુદ્ધ કરવાનો તેમણે પ્રયત્ન કર્યો. તે પણ સરકારને ગમ્યો નહિ. દારૂના પીઠા આગળ લોકોને ઉપદેશ કરનાર સમાજસેવકોને

સરકારે દબાવી દીધા. તિલકે મદ્યપાનનિષેધની ચળવળ મુંબઈના મિલમજુરોમાં પણ ચલાવી તેથી ઘણી જ લોકજાગૃતિ થઇ. લોકમાન્ય મિલમજુરોને કહેતા કે "તમે અજ્ઞાનમાં અને વ્યસનમાં શા માટે સબડો છો ? તમારૂં જીવન સુધારો તો મુંબઇમાં તમે ત્રણ લાખ છો, મુંબઇ તમારી છે. જીવન સુધારો, સંપ કરો અને હાલની સ્થિતિ જાણી લ્યો." આ શુદ્ધ હીલચાલ પણ સરકારને ભારે લાગી. તિલકને લીધે મહારાષ્ટ્રમાં અત્યાચાર આવતો અટકયો હતો પણ સરકારને એથી ઉલટું જ ભાસ્યું. દેશના તેમજ સરકારના દુર્ભાગ્યે તિલકના "દેશનું દુર્દૈવ" એ લખાણમાં સરકારને રાજદ્રોહ જડયો. "જે દેશ ઉપર પ્રેમ કરવાનો તમે દાવો કરો છો તે દેશમાંથી તમને છ વરસ બહાર રાખવામાં જ એ દેશનું ભલું છે" એમ કહીને હાઇ કોર્ટે તેમને દેશનિકાલની સજા કરી ! વ્યક્તિઓનું અને રાષ્ટ્રનું ભાગ્ય આ ન્યાયમંદિરના કરતાં વધુ ઉચ્ચ વ્યક્તિઓ અને શક્તિઓના હાથમાં રહે છે અને જે સિદ્ધાંતને માટે હું લડું છું તેનો ઉત્કર્ષ મારા છુટાપણાના કરતાં મારા કારાગ્રહવાસથી જ કરવાની એ જગન્નિયંતાની ઇચ્છા હશે" એમ કહીને તે મહાત્માએ થયેલી સજા સ્વીકારી અને સાથે જ લોકમાન્યની આ તપશ્ચર્યાથી સ્વરાજ્યનો મંત્ર દરેક હિન્દવાસીના હૃદયમાં સ્ફુરવા લાગ્યો. છ વરસની આ તપશ્ચર્યાનું બીજું ફળ

'ગીતા રહસ્ય' એ સાહિત્યરત્ન છે. તિલકને સજા કરીને જે પરિણામ લાવવાની ઇચ્છા સરકારે રાખી હતી તેથી ઉલટું પરિણામ આવ્યું. તિલકની પ્રેરણા અને અંકુશ નષ્ટ થતાં જ મહારાષ્ટ્રના નવયુવકો નિરંકુશ થયા અને જે અત્યાચાર તિલકને લીધે અટક્યો હતો અને જે અત્યાચાર તિલકને સજા કરીને સરકાર અટકાવવા માગતી હતી તે જ અત્યાચાર મહારાષ્ટ્રમાં ફાટી નીકળ્યો. નાશિકમાં કાવતરૂં ઉભું થયું. કલેકટર જૅક્સનનું ખૂન થયું અને અનર્થપરંપરાનો પ્રવાહ વહેવા લાગ્યો. લગભગ પૂરે છ વરસે ઉમરમાં વૃદ્ધ, શરીરે ક્ષીણ પણ ઉત્સાહમાં તરુણ એવા લોકમાન્ય કર્મયોગનો સંદેશો લઈ પાછા આવ્યા. એ સંદેશો હિન્દુસ્તાનની લગભગ બધી ભાષાઓમાં ફેલાયો. કર્મયોગના આચાર્યે 'સ્વરાજ્યસંઘ'ની સ્થાપના કરી અને દેશમાં સ્વરાજ્યની અભૂતપૂર્વ હીલચાલ શરૂ થઇ. રાષ્ટ્રમદથી અંધ થયેલાં યુરોપીયન રાષ્ટ્રોમાં યુદ્ધ શરૂ થયું અને હિન્દુસ્તાન અણીના પ્રસંગે વફાદાર રહેશે કે નહિ એની બીક સામ્રાજ્યને લાગી. તે વખતે બ્રિટિશ સામ્રાજ્યની સાથે રહેવામાં હિન્દુસ્તાનનું હિત છે એમ જાહેર કરી તિલકે સામ્રાજ્યની ભારેમાં ભારે સેવા કરી છે. છતાં શંકાખોર સરકારને તિલકનાં ભાષણોમાં રાજદ્રોહ જ દીસી આવતો. ફરી બીજીવાર

સરકારે તિલક ઉપર નોટીસ કાઢી, પણ આ વખતે હાઇ કોર્ટને તિલકના નિર્દોષપણાની ખાત્રી થઇ અને તેઓ છુટયા. ત્યાર પછીનો ઇતિહાસ સાવ તાજો છે. સૈન્યભરતી વિષેના એમના પ્રયત્નો, પંજાબ દિલ્હી તરફ જવાની એમને થયેલી મનાઈ, મોન્ટેગ્યુની મુલાકાત, વિલાયત જવાની મનાઇ—પણ આખરે મળેલી પરવાનગી, વિલાયતમાં બજાવેલું કામ વગેરે સર્વ વસ્તુઓ હજુ ગઈ કાલના જેટલી તાજી છે. તિલકની આખી જીંદગી લડવામાં જ ગયેલી છે. એક પત્રકારે કહ્યું છે તે પ્રમાણે " મૃત્યુએ જ તેમને પહેલી શાન્તિ આપી." તેમનું ખાનગી જીવન અત્યંત સાદું અને પવિત્ર હતું. તેમની રાજકીય પ્રવૃતિ જોસભરી અને લડાયક હતી. આ લડાઇ પાછળ તેમણે જીંદગીમાં મેળવેલી બધી સંપત્તિ ખરચી અને જે નિષ્કિંચન સ્થિતિમાં એમણે જીવનની શરૂઆત કરી તે જ સ્થિતિમાં તેઓએ આ દુનીયા છોડી એમ કહીયે તો તેમાં અતિશયોકિત નહિ ગણાય. અખાડામાં ઉતરે ત્યારે કોઇ પાસેથી દયા માગે નહિ, કોઇના ઉપર દયા કરે નહિ; છતાં એમના મનમાં દ્વેષ ટકતો જ નહોતો. આગરકર સાથે વિરોધ કર્યો, પણ અંતકાળની સેવા કરવા પોતે હાજર હતા. ભાંડારકર ઉપર પ્રહાર પણ કરતા, પણ ભાંડારકરની કદર કરીને તેમની સાથે શિષ્યભાવ પણ રાખતા. ગોખલે જોડે એમને કોઇ દિવસ બન્યું નહિ,

પણ ગોખલેએ ૧૯૦૪–૦૫ માં વિલાયતમાં હિન્દની જે સેવા બજાવી તેની કદર કરવા માટે પૂના શહેર તરફથી તેમને સાર્વજનિક અભિનંદન આપવામાં તિલક પોતે જ પ્રમુખ હતા. તિલકના રાજકીય મતો કેવા હતા એ તપાસવાનું આ સ્થાન નથી. તેમના મતોથી હિન્દી દુનીયા પરિપૂર્ણ પરિચિત છે. કોઈ માણસ ન જાણતો હોય તો તે તિલકનો દોષ નથી. પોતાના મતનો પ્રચાર કરવાની તિલકની શક્તિ અને કળા ખરેખર અલૌકિક હતી. તેમની વિદ્વત્તાનો સાક્ષાત્કાર આખી દુનીયાને થયો છે, પણ તેઓએ પોતાની સઘળી વિદ્વત્તા હિન્દી લોકોના મોક્ષને માટે જન્મભૂમિને ચરણે અર્પણ કરી હતી. સ્વરાજ્ય એ એમના જીવનનો આધાર-સ્થંભ હતો. તેઓ બુદ્ધિમાં બ્રાહ્મણ અને વૃત્તિમાં ક્ષત્રિય હતા. તેઓ હિન્દી જાગૃતિના જનક, આધુનિક મહારાષ્ટ્રના પંચપ્રાણ, રાષ્ટ્રીય પક્ષના અધ્વર્યુ, સ્વરાજ્ય-મંત્રના ઋષિ, નોકરશાહીના વૈરી અને હિન્દદેવીના અનન્ય ઉપાસક હતા. હિન્દુસ્તાનવાસી આપણે એમના જીવન ઉપરથી સ્વદેશસેવાની દીક્ષા લઈને સ્વરાજ્યના અધિકારી થઈશું ત્યારે જ એમના પરાક્રમી આત્માને શાન્તિ મળશે અને ત્યારે જ એમનું જીવન સફળ થશે. સ્વપ્રયત્નથી માણુસ જેટલું જીવનસાફલ્ય મેળવી શકે છે તેટલું તેમણે પરિપૂર્ણ મેળવેલું છે.

(તા. ૮–૮–૨૦ ના નવજીવન પરથી)

# લોકમાન્યનું અવસાન

—સ્વામી આનન્દાનન્દ

ત્રણ દિવસ જ લોકમાન્યની માંદગીની પ્રજાને સંપૂર્ણ જાણ થઇ. દેશ અસહકારનાં અવળાંસવળાં પાસાં તપાસવામાં, લોકમત કેળવવા પરિષદો અને સભાઓ ગોઠવવામાં, કલકત્તે મળનારી ખાસ કૉંગ્રેસ વેળા પંજાબ અને ખિલાફતના મામલામાં પ્રજા કયે માર્ગે ન્યાય મેળવી શકે એ વિષે થનારી મહાન ચર્ચામાં, અસહકારની અકસીરતા પૂરવાર કરી બતાવવાની તૈયારીમાં પૂર ઉત્સાહથી ગુંથાઇ ગયો હતો; એવામાં લોકમાન્યના 'મંદવાડ'ના ખબર ચોમેર ફરી વળ્યા અને આબાલવૃદ્ધ, સ્ત્રીપુરુષ, યુવક સૌ કોઇનાં અંતરમાં ઓચિંતો ધ્રાશકો પડ્યો ! છાપાંઓ જોવામાં, ટપાલ-ની રાહ જોવામાં, ધડકતે હૈયે છાપાંઓમાં આવતી લોકમાન્યની તબીયતની કલાક કલાકની હકીકતો વાંચતાં આખી પ્રજા મહાયુદ્ધની વચ્ચોવચ એકાએક રથનું પૈડું પૃથ્વીમાં ખૂંચી જાય તેમ આ ઓચિંતી ચિંતાથી બેબાકળી બની ગઇ. છાપાંઓથી સંતુષ્ટ ન થનારાઓએ મુંબઇમાં વસતા પોતાના સ્નેહીસંબંધીઓ પર તાકીદના કાગળો લખી લોક-માન્યની તબીયતની છેલ્લામાં છેલ્લી ખબરો મોકલવાના

તગાદા ચલાવ્યા. એથી સંતોષ ન પામનારાઓએ તારવહેવાર ચાલુ કર્યો અને ભક્તોનાં અંતઃકરણોએ તો એમનાં શરીરોને લઇને સીધાં સરદારગૃહમાં જ ઉતાર્યાં! સરદારગૃહ લોકમાન્યની માંદગીની ખબર સાંભળી બહારગામથી આવી લાગેલા લોકોથી કીડીઓના રાફડાની પેરે ઉભરાઈ રહ્યું. સૌના મ્હોડા પર એક જ ચિંતાની છાયા, સૌના મ્હોડામાં એક જ સવાલઃ 'હમણાં લોકમાન્યને કેમ છે?' કલાક બબ્બે કલાકે સરદારગૃહના દરવાજા આગળ લાકડાના બોર્ડ ઉપર લોકમાન્યની તબીયતના છેલ્લામાં છેલ્લા ખબર ચાકથી લખાય કે કાગળ પર લખેલાં બુલેટિનો ચોડાય. ચોવીસે કલાક એ બુલેટિનો વાંચવા સેંકડો લોકોનાં ટોળાં રસ્તા પર અને ફૂટપાથ પર ઉભેલાં ને ઉભેલાં! સાંજની વેળાએ કોર્ટની ઑફીસો છુટે ત્યારે તો એ ટોળાં વિરાટ સ્વરૂપ પકડે અને રાહદારી મુશ્કેલ થઇ પડવા લાગે. લોકો છેલ્લામાં છેલ્લી મિનિટની હકીકતોનાં બુલેટિન પાટીયા પર ચોડવા વૉલંટીયરોને આજીજીઓ કરે, પગે લાગે અને છજામાં એકાદ ડૉક્ટરનું ડોકું દેખાય તો બૂમો પણ પાડી છેલ્લામાં છેલ્લું બુલેટિન માગે. બુલેટિનથી સંતોષ ન પામનારા ઘણા દાદર ઉપર ચડી જવાને વૉલંટીયરો સાથે રકઝક કરે. છાપાં અને હેન્ડબીલ રૂપે વ્હેંચાતાં બુલેટિનોથી સંતોષ ન પામનારા, સવાર સાંજ બે વખત સરદાર-

ગૃહ સુધી આંટો ખાઈ જાતે બોર્ડ પરનું બુલેટિન વાંચી જનારાથી માંડીને મધરાત વીતતાં સુધી સરદાર-ગૃહના દાદર ઉપરથી ઉતરનાર હરેક માણસને બાવડું પકડી, આજીજીપૂર્વક છેડામાં છેલ્લી ખબર પૂછવા રોકનાર અને અંતે ઘેર જવાની હિમ્મત ન ચાલતાં ત્યાંના ત્યાં ફૂટપાથ ઉપર જ અસ્વસ્થ ચિત્તે ઉંઘવા પ્રયત્ન કરનારાની શ્રેણી સુધીના લોકો ! આ સ્થિતિ ત્રણ દિવસ મુંબઈની જનતાની હતી.

છતાં લોકમાન્યની આ માંદગી છેક જ અચાનક નહોતી; માત્ર તે અકલ્પિત રીતે જીવલેણ મંદવાડના રૂપમાં ફેરવાઇ ગઈ. તાઇ મહારાજના નામાંકિત મુકદ્દમાનો ફેંસલો પ્રિવીકાઉન્સિલમાં પોતાની તરફેણમાં થયા પછી પણ તેમાં લોકમાન્ય તરફથી જીતાયેલી દત્તકની મિલ્કત દત્તકને ન સોંપાય એવા મુદ્દાની કોલ્હાપુર સ્ટેટ તરફથી મુંબઈ હાઇ કોર્ટમાં દાખલ કરવામાં આવેલી એક અરજીનો જવાબ વાળવાના કામ માટે લગભગ એક મહિના ઉપર લોકમાન્ય મુંબઈ આવી રહેલા. ઉમર થઇ તેથી તેમજ અહોરાત્ર સતત પરિશ્રમભર્યા ઉદ્યોગથી લોકમાન્યની તબીયત હમણાં હમણાં ખખળવા લાગી હતી એ તો હરકોઇના ધ્યાનમાં આવતું.

હમેશના સ્વભાવને અનુસરીને પહેલાંની પેઠે જ તેઓ પોતાના અનેક ઉદ્યાગોમાં જેવા ને તેવા મચ્યા

રહેલા દેખાતા, પણ હવે તેમનામાં અગાઉની સહન-શક્તિ રહી નહોતી. તેઓ ખૂબ થાકતા. થાકથી ઘણી-વાર તાવ આવવા લાગતો અને આઠ આઠ પંદર પંદર દિવસ જરા જરા ચાલ્યાં કરતો. મીઠીપેશાબનું દરદ તો લગભગ પંદર વરસ થયાં એમનું શરીર કોતરી રહ્યું હતું. આ વખતે પણ એમને લગભગ દોઢ મહિના-થી મલેરીયા તાવ આવવા લાગ્યો હતો. જરા ઘગશ આવી જાય, પરસેવો વળે, વળી હોશીયારી આવે, બે દિવસ ઠીક રહે—આમ ચાલ્યાં કરતું. એ જ અરસામાં આ હાઇકોર્ટનું કામ નિકળ્યું, તેથી તેઓ મુંબઈ આવ્યા અને કેટલાક દિવસ મહેનત કરીને વકીલોને દલીલ કરવા આખા કેસનું 'બ્રીફ' જાતે તૈયાર કર્યું. એ કામનો નિકાલ પણ લોકમાન્યની તરફેણમાં તા. ૨૧ મીને રોજ થઇ ગયો અને લોકમાન્યે દત્તકની મિલ્કત બચાવી. તબીયત તો એવી જ ચાલતી તેથી સ્નેહી ડૉકટરોની સારવાર ઠીક મળી શકે એ વિચારે મુંબઇમાં જ રોકાવાનું ઠરાવેલું. આ જ અરસામાં તેમની આ છેલ્લી જીવલેણ માંદગીની શરૂઆત થઇ. તા. ૨૦ મીની સાંજે એક સ્નેહીના આગ્રહથી ખુલ્લી હવા મળે એવા હેતુથી લોકમાન્ય તેની જોડે મોટરમાં બેસી ફરવા ગયા અને ઘણે દૂર સુધી ફરી આવ્યા. તે સાંજે પવન લાગ્યો હોય કે બીજું ગમે તે કારણ બન્યું હોય, પણ રાત્રે તેમને તાવ આવ્યો અને બીજા દિવસથી તો એમણે જે

બિછાનું પકડ્યું તે પકડ્યું. પાછા તેમાંથી તેઓ ફરી ઉઠી શકયા નહિ.

તા. ૨૧મી ને બુધવારથી માંડીને સોમવાર સુધી તાવ મલેરીયાનો જ છે, એકાદ બે દિવસમાં ઉતરશે એમ ડૉકટરોને લાગેલું, અને તાવ તો અવારનવાર આવતો જ એટલે ડૉકટરોને વિશેષ ચિંતા જેવું ન લાગ્યું; તેમ બહારગામના સ્નેહી સંબંધીઓમાં પણ માંદગી તરીકે આના ખબર મોકલવાનું કોઇને પ્રયોજન ન જણાયું. પણ સોમવાર તા. ૨૬ મીથી ન્યુમોનીયા એટલે મુંઝારાનાં સ્પષ્ટ ચિહ્નો દેખાવા લાગ્યાં. ડૉકટરોને જમણા ફેફસા નીચેના થોડાક ભાગને સોજો પણ આવેલો જણાયો. આ વિકાર કંઇક નરમ પડ્યો તેટલામાં જઠરનાં સર્વ અવયવો કામ કરતાં અટકેલાં જણાયાં અને હેડકી શરૂ થઈ. તે સાથે પેટ પર સોજો આવીને હૃદય ઉપર દબાણ પડતું હોય એમ ડૉકટરોને લાગ્યું. તે ઉપર પણ તરત ઉપચારો કરવામાં આવ્યા. આથી પેટ બેસી ગયું, પણ વાત શરૂ થયો અને એ વાત આખર સુધી રહ્યો. તાવ તો ઓછાવત્તા પ્રમાણમાં ચાલુ હતો જ અને મંગળવાર તા. ૨૭ ને દિવસે તો ઉતર્યો પણ ખરો. પરંતુ તાવ નહિ, પણ એ વાત જ જીવ-લેણ નીવડ્યો. શક્તિ જોસભેર ચાલી જવા લાગી, નાડી પણ વચમાં વચમાં ગોથાં ખાતી દેખાય, પણ તેણે તો છેક શનિવાર બપોર લગી દગો દીધો નહિ. માત્ર બુદ્ધિ

બુધવાર પછી બહુ રહી નહિ. આમ છતાં વચમાંવચમાં તેમને સંપૂર્ણ ભાન આવતું અને સાજા માણસની પેઠે તેઓ બોલી ઉઠતા, જવાબ દેતા, સામા માણસને ઓળખતા, એટલું જ નહિ પણ વિનોદ પણ કરી લેતા. પોતાના મહાન મનોબળના જોર પર મૃત્યુ જોડે પણ કુસ્તી કરતા હોય એમ દેખાતા અને "તમે શું કામ ચિંતા કરો છો ? હું તમારાં ઓસડોને બળે નહિ, પણ મારા મનોબળથી જરૂર હજી જીવવાનો છું," એમ કહેતા. વળી પાછું ભાન જતું રહે. ગુરુવારે ગાંધીજી મુંબઇ પહોંચ્યા અને સ્ટેશન પરથી સીધા સરદારગૃહમાં ગયા. લોકમાન્યે તેમને બરાબર ઓળખ્યા અને બન્ને હાથથી પ્રેમપૂર્વક તેમનો હાથ પકડી તેમની જોડે બે વાક્ય બોલ્યા પણ ખરા. આમ નિરાશા વચ્ચે આશા આવતી. છતાં અનેક વર્ષો સુધી કામ આપી આપીને ચાલતું ઘડીયાળ અંતે એકાદ દિવસ એકાએક બંધ પડે તેમ અંતે નિષ્ઠુર કાળે એમને ઝડપી જ લીધા.

એ ગુરુવારનો દિવસ જ લોકમાન્યને અતિશય ભારે ગયો. બપોરે એમની છાતીમાં શૂળ શરૂ થયું અને એ શૂળમાં જ એમની સ્થિતિ અંતકાળની હોય તેવી થઈ પડી. ડૉકટરો અને આસપાસનાઓનાં મ્હોડાંનાં પાણી સૂકાયાં. અંતકાળનું દાનપુણ્ય, ગીતાપાઠ પણ કરી દેવામાં આવ્યાં, પણ ડૉકટરોએ આવું કંઇક થશે એવી ગણત્રી અગાઉથી કરેલી તેથી તેના ઉપચારો તેમણે

તૈયાર રાખેલા અને ક્ષણના વિલંબ વગર એ ઉપચારોથી એમણે કાળને એકવાર તો મ્હાત કર્યો. દરમીયાન એક વર્તમાનપત્રના ખબરપત્રીએ તો લોકોના મ્હોં પરની ચિંતા જોઇને જ અશુભ કલ્પી લીધું અને લોકમાન્યની નિધનવાર્તા પણ થોડીવાર મુંબઈમાં ફેલાઈ! ભાવિક લોકોએ તો માની લીધું કે અશુભ ટળ્યું અને શુભની શરૂઆત થઇ. ડૉક્ટરોને પણ ક્ષણવાર લાગ્યું કે વળતાં પાણી થયાં, પણ પ્રેમ એમ નિર્ભય થઇ જ કેમ શકે? ડૉક્ટરોએ લોકોને આશા આપવા માંડી ખરી, પણ ભય વીત્યાનાં બુલેટિન મંજૂર ન કર્યાં.

ડૉક્ટરોએ હવે હદ કરવા માંડી. મહારાષ્ટ્રના જીવનની જ્યોત, દેશનો પિતા, પ્રજાનો પ્રાણ, જાણે એ જ હાથમાં સોંપાયેલ હતો અને બહાર અધીરી પ્રજા તેમની પાસે ક્ષણ ક્ષણના હિસાબ માગી રહી હતી. લોકમાન્યના પરમ નિકટ સ્નેહી અને મુંબઈના સર્વોપરિ વયોવૃદ્ધ ડૉ. નાનાસાહેબ દેશમુખ, ડૉ. ગોપાળરાવ દેશમુખ, ડૉ. રાવ, ડૉ. એરૂળકર—નાના શું કે મોટા બે ડઝન ડૉક્ટરો લોકમાન્યની સેવામાં ઉભા સૂકાતા હતા. મગજ ઉપર બીજા કોઇ પણ દર્દીના કેસના ખ્યાલથી ચિત્તની એકાગ્રતામાં રખે ખલેલ પહોંચે એ બીકે પ્રૅક્ટિસ છોડી દઈ, ઉંઘ આરામ સર્વ કંઇ છોડી લોકમાન્યની તબીયત પાછળ તેમણે પોતાનું સર્વ જ્ઞાનધન ખરચ્યું. પણ 'ટૂટી કી બુટી નહિ.......'

લોકમાન્યની જીવાદોરી તૂટી ત્યાં ધન્વંતરીઓ બિચારા પોતાનું જ્ઞાનધન ગમે તેટલું ધૂએ તોપણ શું ?

અને કોણે લોકમાન્યની માંદગી સાંભળીને તે ઘડીથી સુખનો કોળીયો ખાધો કે નચિંત ખોળીએ ઉંઘ કહાડી ? 'ટાઇમ્સ'ના લેખકને મન લોકમાન્યનું સરદારગૃહ 'હોટલનો ઉતારો' ભલે હોય, પ્રજાને મન તો પૂનામાં જેવી ગાયકવાડની હવેલી તેવી જ સરદારગૃહ એ મુંબઈમાંની તિલકહવેલી હતી. લોકમાન્યને મન જ શા માટે, આખા મહારાષ્ટ્રના રાષ્ટ્રીય પક્ષને મન સરદારગૃહ ઘર છે—હવે મન્દિર છે. લોકમાન્યે બિછાનું પકડ્યું તે દિવસથી જ બિચારા સરદારગૃહના માલિકના ખોળીયામાંથી તો જીવ જ ઉડી જવો બાકી રહ્યો ! બોલતાં જીભ લોચા વળે, આંખમાંથી ડબડબ આંસુ ખરે અને ઘડીએ ને પળે કંઠ રૂંધાય. બે દિવસ તો એમણે પણ બિચારા જીવે બિછાનું પકડ્યું. લોકમાન્યની માંદગીમાં સરદારગૃહ એ હમેશનું સરદારગૃહ નહિ, પણ ચોખ્ખી ગાયકવાડની હવેલી બની રહ્યું હતું. નથી કોઈએ રાખી આવ્યા ગયાની ગણત્રી, નથી રાખી ચાકર નોકરની. નથી કોઇના રાખવામાં આવ્યા હિસાબ કે નથી કરવામાં આવ્યાં બિલ. અને એ બિચારા ધાર્મિક, ભાવિક વિસુભાઉએ (સરદારગૃહના માલિક) દેવમન્દિરોમાં, શિવાલયોમાં અને ખુદ સરદારગૃહમાં

પણ કેટલાં અનુષ્ઠાનો, કેટલા સહસ્રાભિષેકો, કેટલા રુદ્રિપાઠ, મહિમ્નપાઠ, કેટલા શાન્તિપાઠ, કેટલા જપજાપ, જાદુમંત્ર, દોરાધાગા બેસાડયા–કરાવ્યા હશે, કેટલી બાધાઓ લીધી હશે, કેટલી માનતાઓ માની હશે, એની ગણતરી કોણે કરી છે ?

પણ સરદારગૃહની કે મુંબઇની જ આ સ્થિતિ નહોતી. નાશિકથી, કર્ણાટકથી, વરાડ–નાગપુરથી, અને દૂરદૂરથી પણ ચરણામૃતની કુપ્પીઓ, પ્રસાદના પડાઓ, નિર્માલ્યો, સોપારીઓ, નાડાછડીની ફાળકીઓ, મંત્રતંત્ર ઇત્યાદિનો સરદારગૃહમાં એકસરખો વર્ષાવ ચાલુ હતો. કેટલા જ્યોતિષીઓ–અભણ અને ભણેલા, જૂની ઢબના અને નવી શાસ્ત્રીય ઢબે ગણત્રી કરનારા– લોકમાન્યની કુંડળીના પોતાના વરસોના વરસના અભ્યાસને આગળ ધરી પોતે અગાઉ કરેલાં ભવિષ્યો ખરાં પડવાના પૂરાવા રજૂ કરી આશાદાયક વર્તારા કાઢી રહ્યા હતા ! ગામેગામ લોકોએ અનુષ્ઠાનો માંડયાં, દાનધર્મ માંડયાં, માનતાઓ માની, બાધાઆખડીઓ રાખી, ભણેલાઓએ સુધરેલી પ્રાર્થનાઓનાં તો થીઓ-સોફી ઈત્યાદિમાં માનનારાઓએ પોતાના મનોબળના મોજાંઓનો તેવડો જ પ્રચંડ ધોધ સરદારગૃહ તરફ વાળ્યો. કોઇએ લોકમાન્યના હાથને રૂપીયાની થેલીઓ અડકાડીને ખેરાત કરી, કોઇએ ચરણસ્પર્શ કરાવીને વસ્ત્રદાન દીધાં. દૂરના પ્રાંતોમાં જેમ જેમ ખબર જતી

ગઈ તેમ તેમ તારોની ધાર ચાલી. આખો દેશ એક પારથી બીજે પાર ભરસમુદ્ર વચ્ચે અચાનક ઉઠેલા તોફાનમાં સપડાયેલા જહાજની પેઠે થરથરી ઉઠ્યો.

ગુરુવાર પછી ડૉકટરોને આશા આવવા માંડી ખરી, પણ ભય વીત્યાનાં બુલેટિન કહાડવાની ડૉકટરોની હિમ્મત ન ચાલી. જે છાતીના શૂળને રોકી એમણે એકવાર મૃત્યુના પ્રત્યક્ષ જડબામાંથી લોકમાન્યને ખેંચી લીધા તે શૂળ ફરી ઉઠે અને દગો દે તો? આવી ડૉકટરોને દહેશત હતી. શુક્રવાર ગયો. 'લોકમાન્યને કુદરતી ઉંઘ આવી છે અને તબીયત ધીમે ધીમે સુધારા પર આવતી જાય છે' એવાં બુલેટિનો ચોટયાં. શનિવારે સવારે એથી પણ વધુ આશાભર્યા સમાચાર પ્રજાને મળ્યા. લોકોને શેરશેર લોહી ચડયાં અને ભય વીત્યાનાં બુલેટિન કયારે ચોડશો એમ અધીરી જનતાએ ડૉકટરોને હરઘડી પૂછવા માંડયું. બે દિવસ સુખશાન્તિમાં વીત્યા એટલે ડૉકટરોને પણ લાગ્યું કે શનિવારની રાત પસાર થાય એટલે બીજે દિવસે સવારે ભય વીત્યાનાં બુલેટિન કહાડવામાં હરકત નહિ! રે! શનિવારની અજવાળી છતાં જીવલેણ કાળરાત્રિ! રે! પેલા ગોઝારા શૂળ!

શનિવારની સાંજ પડતી ચાલી ત્યાં લોકમાન્યની તબીયતે એકાએક ઉથલો ખાધો. ડૉકટરો પણ બે

દિવસના સુધારાથી થોડા તો આશાવાદી બનેલા જ. એમને આ અશક્તિનું જ પરિણામ હશે એમ ઘડી-વાર લાગ્યું, પરંતુ થોડી જ વારમાં દેખાયું કે અશક્તિ નહિ, પણ વાતપ્રકોપનાં જ એ ચિહ્ન હતાં. રાતના દસ સાડા દસે પેલું જીવલેણ શૂળ અગમનિગમમાંથી ઉઠી ઉભું થાય તેમ પાછું આવી ઉભું અને એ કાળરૂપ દરદની જોડે આજીવન યોદ્ધાએ ફરી એક વાર દ્વંદ્વ આરંભ્યું. સહ્યાદ્રિના કઠણ કાળમીંઢમાંથી જંગલી વાંસ ફાટી નીકળે તેમ કેવળ પોતાના કર્તૃત્વને બળે જે ઉગી નીકળ્યો, જેણે એ જ લડાયક જોસ્સાના જોર ઉપર આજીવન સંગ્રામનું ખડતલ જીવન ગાળ્યું તેણે અંતે આ પ્રત્યક્ષ કાળરૂપ દરદ જોડે પણ ફરી એકવાર બે હાથ કરી

'जातस्य हि ध्रुवो मृत्युः'

કહી રાતના ૧૨ ઉપર ૪૦ મિનિટે અનેક તપના તપથી તેમજ અથાગ પરિશ્રમોથી ઘસાયેલું, રોગે જર્જરિત કરેલું દેહપિંજર કુટુંબીઓ, પરિચારકો, સ્નેહીજનો અને બોલને સાટે માથું આપનારા અનુ-યાયીઓ વચ્ચે તજી દીધું !

મુંબઇ રાતના સાડાબાર વાગે ઉંઘતી હતી ? બે દિવસથી મળતી જતી આશા અને છેલ્લા પહોર સુધીનાં બુલેટિનોથી લોકો કાંઇક સ્વસ્થ હતા. પણ

એ શનિવાર હતો. નાટકશાળાઓ બંધ થવાને હજુ એક કલાક બાકી હતો. એટલામાં ધડાધડ પડદા પડ્યા ! દક્ષિણી શું, ગુજરાતી શું કે ઉર્દૂ શું, કોઇ નાટકશાળા થોડી મિનિટ પછી ઉઘાડી નહોતી. ક્યાંક પ્રેક્ષક વર્ગ મેનેજરને મ્હોડેથી અશુભ સાંભળવાયે રહ્યો, ક્યાંક તેટલીયે ધીરજ ન રહી. લોકો સમજી ગયા. પ્રેક્ષકો શું કે ઍક્ટરો શું સૌ કોઇ સીધા સરદારગૃહ તરફ દોડ્યા ! કોઇ રસ્તામાં મિત્ર સ્નેહી સંબંધીઓને જગાડવા દોડ્યા. ત્રણ વાગે તો ગાંધીજીને સરદારગૃહના દરવાજા આગળ સેંકડો—હજારો લોકોનાં ટોળાંને એવી મધરાતે ખાનગી મકાનના દરવાજા ભાંગીને પણ અંદર પેસી લોકમાન્યનાં છેલ્લાં દર્શન કરવાની માગણીને સવાર લગી ધીરજથી થોભાવી રાખવા પરિશ્રમપૂર્વક વિનવવાં પડ્યાં. “અમે ચારચારની ટુકડીઓ કરી અંદર જઇશું. એક જ ક્ષણ એમનાં દર્શન કરીશું અને ગુપચુપ પાછા ફરીશું. બસ અમને જવા દો.” આવા પોકાર, વિનવણીઓ અને ધાંધલ આગળ વૉલંટીયરો પણ બિચારા ક્યાં સુધી ઝીક ઝાલે ? ચાર વાગ્યા ન વાગ્યા ત્યાં તો સરદારગૃહની અગાશીમાં લોકમાન્યના મૃતદેહને ખુરશીમાં બેસાડી લોકોને નાની નાની ટુકડીઓમાં ઉપર આવવા દેવાની ફરજ પડી ! સરદારગૃહ સામેનો ધોબી તળાવથી ક્રાફ્ડ માર્કેટનો રસ્તો મુંબઇના સૌથી પહોળામાં

પહોળા રસ્તાઓમાંનો એક ગણાય છે. તે રસ્તા ઉપર શોકાતુર હૃદયે ચીત્કાર કરતાં ટોળાંના ટોળાંઓને શી રીતે થાળે પાડવાં એ સવાલ થઇ પડ્યો, કલાક દોઢ કલાકમાં માંડ માંડ ચાર પાંચેક હજાર લોકોએ ઉપર જઇ દર્શન કીધાં, પણ નીચે તો માનવસમુદ્રને ભરતી ચઢતી જતી હતી. નિરુપાયે લોકોને પ્હેલે માળેથી બૂમ પાડી સમજાવ્યા; અને રસ્તા ઉપરથી દર્શન થઇ શકે તેમ લોકમાન્યના શબને તાબડતોબ નીચે લાવવામાં આવશે એવું આશ્વાસન આપી ઉપર આવતા અટકાવ્યા. આવી ગોઠવણ તાબડતોબ નહિ કરાય તો આખું સરદારગૃહ બેસી જાય એવી સ્થિતિ થઇ પડી હોવાથી, થોડી જ વારમાં લોકમાન્યનો મૃતદેહ પ્હેલે માળે ગેલેરીમાં લાવી એક ઉચ્ચ આસન ઉપર નીચે રસ્તા ઉપરથી સૌ કોઇ જોઈ શકે એમ ગોઠવવામાં આવ્યો. પુષ્પભારમાં દટાયેલો એ પદ્માસનસ્થ મૃતદેહ કોઇ સમાધિસ્થ યોગીપુરુષ જેવો દેખાતો હતો. હજારોની સંખ્યામાં જનતાને પોતાની જીવંત વાણીથી સંબોધનાર મરીને આજે લાખોને પોતાનો અમોઘ આજીવનપ્રિય સ્વરાજમંત્ર માન વ્યાખ્યાન દ્વારા એકીવારે સંભળાવતો હોય એવો અલૌકિક એ દેખાવ હતો.

પ્હો ફાટતા પ્હેલાં જ આખી મુંબઇમાં શોક-સમાચાર ફરી વળેલા. એટલું જ નહિ પણ દાદર, માહીમ, માટુંગા, વાંદરા, સાન્તાક્રુઝ, અંધેરી, બોરીવલી,

ઘાટકુપર, થાણા અને કલ્યાણથી લોકલોએ દર્શનાતુર ટોળાંઓ આણવા માંડયાં અને જે જુઓ તેણે સરદાર-ગૃહ તરફ દોડવા માંડયું. પુણે તો આ શોકસમાચાર ટેલીફોનથી મધરાતે જ પહોંચી ચુક્યા હતા અને ત્યાંથી સાદી તેમ જ સ્પેશલ ગાડીઓથી માણસો આવવાની શરૂઆત થઈ ગઇ હતી. રસ્તાઓ ઉપર એક ‘ તિલક મહારાજ કી જે ’ એ જ ઘોષ કાને પડતો હતો.

ધીમે ધીમે વૉલંટીયરોનું કામ કઠણ થતું ચાલ્યું. સ્રીઓનાં ટોળેટોળાં આવવા લાગ્યાં. ઉંચ અને ગરીબ વર્ગની દક્ષિણી તેમ જ ગુજરાતી, હિન્દુસ્તાની, સિંધી અને મારવાડી સ્રીઓનાં ટોળેટોળાં આવવા લાગ્યાં, તેમને આગલે બારણેથી દાખલ કરી પાછલે બારણેથી બહાર કાઢવાની ગોઠવણ કરવામાં આવી. પણ એ કેટલી વાર નભે ? એકાદ કલાકમાં તો કોઇ માણસને અંદર દાખલ કરવું તદ્દન અશક્ય થઇ પડયું. અત્યાર લગીમાં મુંબઇમાંના હિન્દુ મુસલમાન સ્વયંસેવકોમાંની એકેએક પથક સરદારગૃહ આગળ પહોંચી ગયાં હતાં. ટ્રામ કે ગાડીઘોડાનો વહેવાર તો સવારથી શરૂ થઈ જ શક્યો નહોતો. સ્વયંસેવકોએ સરદારગૃહની સામે લગભગ એક ફર્લાંગ જેટલી જગામાં અરધા રસ્તા સુધી માણસોને પાછા હઠાવી જગા કરી અને મહા

મહેનતે એ માનવસમુદ્રની છોળોને પોતાનાં શરીરોનો બંધ બાંધી અટકાવતા રહી વચલી ખુલ્લી જગામાંથી સ્ત્રીઓને દર્શન કરવાની ગોઠવણ કરી. બસેંથી વધારે વૉલંટીયરો રોકાયા છતાં કામ કઠણ થતું જતું હતું. સ્મશાનયાત્રાનો સમય એક વાગ્યાનો જાહેર કરવામાં આવ્યો હતો અને લોકો તો વધતા જ જતા હતા. સ્મશાનયાત્રામાં હરિભજન કરનાર વારકરી ઘાટીઓની ભજનમંડળીઓ સ્ત્રીઓ માટે વચ્ચે ખુલ્લી રાખેલી જગ્યામાં 'નામદેવ તુકારામ' નું સંકીર્તન કરતી હતી. આજે મુંબઇ નગરી ઘેલી થઇ હતી. આજે તે દેશના પિતાનાં છેલ્લાં દર્શન કરવા ઉલટી હતી, તેમને છેલ્લા વળાવવા નિકળી હતી. આજે તિલક મહારાજની ખરી 'જે' હતી.

ધીમે ધીમે ધોબીતળાવથી માંડીને કર્નાક પૂલ સુધીનો રસ્તો દેખાતો બંધ થવા લાગ્યો. એકલો માનવસમુદ્ર હાલતો દેખાતો હતો. તેમાં યે ગોકુળદાસ ઇસ્પિતાલથી માર્કેટ સુધી તો તસુની જગા કરવા કે દરેક પગલું આગળ વધવા દરેક જણને લડવું પડતું હતું. વૉલંટીયરો પોતાના પ્રયત્નોની પરાકાષ્ટા કરતા હતા, પણ ઘડી ઘડી તેમની હરોળ ભાંગી પડવાની અણી ઉપર આવતી. સરદારગૃહ સામેનાં ઝાડો માણસોથી લહાયાં, ત્યાંની પોલિસ ઑફિસનું વિશાળ ચોગાન

શાંતારામની ચાલમાં ફેરવાઇ ગયું, પોલિસ અમલદારો પ્રસંગ ઓળખી સમજુ થયા અને માળે ચડી કૌતુકપૂર્ણ નેત્રે પ્રજાની આ અનન્યસાધારણ ભક્તિને નિરખતા રહ્યા. ‘ તિલક મહારાજ કી જે ’ ‘ વિઠ્ઠલ વિઠ્ઠલ ’ ‘જ્ઞાનબા તુકારામ, જ્ઞાનબા તુકારામ’નો એક જ ઘોષ થઇ રહ્યો હતો. અરધી મુંબઇ આજે અહીં આવી તિલક મહારાજનાં છેલ્લાં દર્શન કરી ગઇ !

આ દેખાવ મુંબઈએ કદી જોયો નહોતો. ગયા વર્ષની છઠ્ઠી એપ્રિલે ચોપાટી ઉપર લોકોએ એક અપૂર્વ દેખાવ જોયેલો, પણ આજના દેખાવની ભક્તિ, આજની ગંભીરતા, આજની ગમગીની એ પ્રસંગે નહોતી. એક વાગે સ્મશાનયાત્રા નીકળશે એમ જાહેર કરવામાં આવેલું, પણ સ્પેશલ ગાડીઓમાં પૂણેથી આવેલા લોકોએ, લોકમાન્યના મૃત દેહને પૂણાના ઓંકારેશ્વરમાં જ અગ્નિસંસ્કાર થવો જોઇયે, ‘ હજારો લોકો રેલ્વેની ગાડીઓ મળી શકે તેમ ન હોવાથી સ્ટેશને ચોધાર રડતા બેઠા છે. જન્મભૂમિએ શો અપરાધ કર્યો કે છેલ્લાં દર્શનથી પણ તમે એને વંચિત રાખો ? બસ, અમે લોકમાન્યના દેહને પૂણે જ લઇ જવાના ’ એવી હઠ પકડી. એમને સમજાવતાં અને એમના દુઃખોદ્રેકને શમાવતાં વાર થઇ અને બે વાગે સ્મશાનયાત્રાનું સરઘસ નીકળ્યું ! સોનાપુરમાં આ વિરાટ

સરઘસની શી દશા થાય—અથવા સોનાપુરની જ શી દશા થાય એ વિચાર થઇ પડે તેવું હતું, અને એ વાત અગાઉથી લક્ષમાં લઇને જ અધિકારીઓની સંમતિથી ચોપાટીની રેતીમાં અગ્નિસંસ્કાર કરવાનું નક્કી કરવામાં આવ્યું હતું. તેમણે કરેલા મોટા ત્યાગની કદર માટે પૂણાવાળાઓને જ લોકમાન્યની પાલખીને ખાંધ આપવા દેવાનો ઠરાવ થયેલો. પરંતુ સરઘસ નીકળતાંની વારે જ એ નિશ્ચય અને એ ઠરાવ બધું 'તિલક મહારાજની જે'માં ડુબી ગયું અને હિન્દુ શું કે મુસલમાન શું, બ્રાહ્મણ શું કે ઘાટી શું, સૌ કોઇ દેશપિતાને ખાંધ આપવા સરખા જ હકદાર ઠર્યા અને પૂણાવાળાઓએ સ્વખુશીથી પોતાના માનેલા હકમાં જનતાને ભાગીદાર કરી. હજુ તો પાલખી સરદારગૃહ બહાર પણ ભાગ્યે જ નીકળી, એટલામાં પાલખીને ખાંધ આપનારાઓમાં ગાંધીજી દેખાયા, શૌકતઅલી દેખાયા, મિયાં છોટાણી દેખાયા, નાના મોટા દક્ષિણી ગુજરાતી હિન્દુ–મુસલમાન સર્વ કોઇ દેખાયા, અને 'તિલક મહારાજ કી જે'ની સાથે 'હિન્દુમુસલમાનકી જે'ની ગર્જનાઓ સાથે એ વિરાટ સરઘસ કીડીને વેગે ખસવા લાગ્યું.

શેખમેમણ સ્ટ્રીટ, ઝવેરી બજાર, ભુલેશ્વર, ફાવસજી પટેલ તળાવ, ગીરગામ બૅકરોડ અને

સૅન્ડહર્સ્ટ રોડને રસ્તે સરઘસને ચોપાટી પહોંચતાં પૂરા પાંચ કલાક લાગ્યા. આ સ્મશાનયાત્રાની જન-સંખ્યાનો કંજુસમાં કંજુસ બે ત્રણ લાખનો અને ત્યાંથી માંડીને ૮ લાખ માણસ સુધીનો અડસટ્ટો છાપાંવાળાઓએ કર્યો છે! મુંબઇએ તો શું પણ હિન્દુસ્તાને છેલ્લાં સો વરસમાં તો શું પણ કદાચ હજાર વરસમાં પણ કોઇ સંતની, મહંતની, રાજાની, બાદશાહની કે ધર્માચાર્યની આવી સ્મશાનયાત્રા નહિ જોઇ હોય! રસ્તા પર પડતાં મકાનોની એકેએક અટારી, એકેએક ગૅલેરી, એકેએક છાપરૂં, એકેએક ઝાડ અને ભીંત માણસોના ભારથી તૂટી પડવાની બીક લાગે એમ લદાયેલી હતી. રસ્તામાં ચાલવા કે સરઘસમાં ભળવાની એક તસુ જગા નહોતી એ જ કારણે ઘણાઓને ઘરોમાં કે અટારીઓમાં, ભીંતો પર કે ઝાડ પર જગાઓ લેવી પડેલી. પુષ્પોનો તેટલો જ પૈસાનો ચવલીપાવલીઓનો અને રૂપીયાના સિક્કાઓનો પાલખી પર વર્ષાવ થતો હતો. વરસાદ સવારથી જ પડયે જતો હતો. અવારનવાર તેનાં જોસબંધ ઝાપટાંઓ તૂટી પડતાં હતાં, પણ બપોર પહેલાં સરદારગૃહ સામેનાં ટોળાં જેમ એ વરસાદથી તસુ ચસકતાં ન હતાં તેમ આ સરઘસ પર પણ તેની કશી અસર થાય તેમ ન હતું. છેક સાંજ પડયે પાલખી ચોપાટી આગળ પહોંચવા લાગી અને લોકમાન્યની

ખબર લેવા પંજાબથી નીકળેલા લાલા લજપતરાય ટ્રેઇન વખતસર આવી પહોંચવાથી બરાબર સૅન્ડહર્સ્ટ પુલ ઉપર લોકમાન્યને ખાંધ આપવાને માત્ર ભાગ્યશાળી થયા ! ગાંધીજી, શૌકતઅલી, લાલાજીની ખાંધે ચડી સ્વર્ગે સિધાવતા લોકમાન્યના આત્માને જે પરમ સુખ અને શાન્તિ મળ્યાં હશે તેને એ ખાંધ આપનારાઓનાં જ સદ્ભાગ્ય જોડે સરખાવી શકાય.

ખાંડીનાં ખાંડી સાવ સોજી સુખડનાં કાષ્ઠથી લોકમાન્યની ચેહ રચવામાં આવી. લોકમાન્યના પુત્રે તેમની અંત્યેષ્ટિ ક્રિયાઓ કરી. અગ્નિને દેહ અર્પણ કરવાના મંત્રો ભણાયા અને અગ્નિદાહ મુકવાની તૈયારી થઇ એટલામાં ચોમેરથી બે લાખ મ્હોડાંમાંથી એકીવારે સામટી બુમ પડી: 'લોકમાન્યનાં એકવાર છેલ્લાં દર્શન કરવા દ્યો' 'એકવાર અમને બતાવો' 'છેલ્લીવાર જોઈ લેવા દ્યો, જોઈ લેવા દ્યો'. લોકો ઘેલા થયા હતા શું ? ફરી એકવાર લોકમાન્યનો મૃતદેહ ખાંધ પર લઇ જનતાને બતાવવામાં આવ્યો. ચારેમેરથી જોવાય એટલા માટે ઉચકનારાઓને એકવાર ગોળ ફરવું પડ્યું. 'તિલક મહારાજકી જય ! જય !!' 'તિલક મહારાજ કી જય ! જય !! જય !!!' ચિતામાંથી અગ્નિની જીભો બહાર નીકળવા લાગી. સુખડ ઉપર ઘી રેડાયે જતાં હતાં.

ચોમાસાનો સમુદ્ર ઘુઘવતો હતો અને લોકમાન્યનો મૃતદેહ ભસ્મનો ઢગલો બની જાય ત્યાર પહેલાં એકવાર એમનો ચરણસ્પર્શ કે ચિતાસ્પર્શ કરવા ઇચ્છા દેખાડતો હોય એમ લાગતું હતું. આકાશ જેવું ને તેવું મેઘાચ્છાદિત હતું. વરસાદનાં ઝાપટાં જેવાં ને તેવાં પડવા ચાલુ હતાં. લોકો લોકમાન્યની ચિતાને પ્રદક્ષિણા કરી સમુદ્રસ્નાન તરફ વળવા લાગ્યા. ચોમેરના અંધકારમાં હોળીના હુતાશન જેવી એ ચિતા હડહડ બળ્યે જ જતી હતી. 'તિલક મહારાજકી જે'ના ધ્વનિ કંઇક ઠંડા પડયા. લોકો ફરી ફરી ચિતા તરફ જોતા, ડુમો ભરાઇ આવતાં વચમાં વચમાં ડુસકાં ભરતા શૂન્ય ચિત્તે પાછા ફરવાની તૈયારી કરતા હતા. એટલામાં "ઓ તિલક મહારાજ તુમ ચલે ગયે અબ હમ કૈસે જીએંગે" એવો ઠુઠવો મુકી ધડ દેતે એ હડહડ સળગતી ચિતામાં એક અઢારેક વર્ષની વયના મુસલમાન યુવકે છલંગ મારી !!! સદ્ભાગ્યે શંકુ આકૃતિએ રચેલાં ચિતાનાં મોટાં લાકડાંઓ ઉપર તેનો દેહ ન ટકતાં તત્ક્ષણ નીચે દડી પડયો અને વૉલંટીઅરોએ એને એકદમ બાજુએ ખેંચી શરીર પર રેતી નાંખી આગ બૂઝાવી અને એ દુઃખ-શોકાકુલ યુવકને ઇસ્પિતાલ પહોંચાડયો ! ચિતા ઠંડી કરી લોક પાછા ફર્યા ત્યારે માત્ર થોડાક હજાર જ લોક ચોપાટી પર રહેલા !

આ જનતાનો તાજ વગરનો બાદશાહ, પ્રજાનો પિતા, અન્યાયનો વેરી, સ્વરાજનો મંત્રદાતા, હિન્દ માતાનો મોટામાં મોટો સપૂત જીંદગીમાં પહેલી વાર અનંત શાન્તિને પોતાની કરીને સૂતો. 'જાયું જવાનું અને નામ તેનો નાશ' એ કહેવત પણ શું સર્વથા ખરી હશે? હિન્દુસ્તાન તો આત્મવાદી પ્રજા છે, जातस्य हि ध्रुवो मृत्युः તેમ ध्रुवं जन्म मृतस्य च એ પણ સાથેસાથે જ છે. અને સંચિત કર્મભોગ પૂરા કરનારા જ નહિ, પણ જીવનમુક્તો, ઋષિઓ, દેવો અને પ્રત્યક્ષ પરમેશ્વર પણ પૃથ્વીનો દુઃખભાર હલકો કરવાની ખાતર, અન્યાય અને અધર્મના પારિપત્યની ખાતર, ધર્મસંસ્થાપનાની ખાતર, લોકસંગ્રહની ખાતર કરુણાને બળે આ મર્ત્યલોકને વ્હાલો કરી કર્મભૂમિ પર અવતરે છે. લોકમાન્ય શું એમનાં પોતાનાં જ ફરજંદને ભૂલી જશે?

અને પેલા જે આજીવન આ મહાન્ વિભૂતિની અસૂયામાં મચ્યા રહ્યા, જેમણે એની નિંદામાં, એની નાલતિમાં, એની હાંસી કરવાના નિષ્ફળ પ્રયત્નોમાં એનું જનતા ઉપરનું અમાપ વજન ઇન્કાર કરવામાં પોતાનું વેંતીયાપણું બતાવવામાં જીવન વીતાવ્યું તે? તેમનામાં જરૂર જ્ઞાન પ્રગટ્યું હશે. જીવનમાં જે જવાબ વાળવાની લોકમાન્યને કદિ પુરસદ ન થઇ, જે કરવાના

શ્રમમાં ઉતરવું તેમને તેટલું કિંમતી ન લાગ્યું, તે જવાબ તેમના મૃત શરીરે સચોટ વાળ્યો છે. ઉગીને ઉભા થયા ત્યારે પોતે એક એકાકી સ્વરાજ્યવાદી હશે. આજે આખા દેશને પોતાની પાછળ સ્વરાજ્યવાદી મુકયો એ એમનો સચોટ જવાબ છે. એ વિભૂતિની કિંમત એના બરોબરીયા વિના અન્ય કોણ આંકશે?

લોકમાન્યના આ અલૌકિક વિભૂતિયોગનું રહસ્ય શું હોઇ શકે? કઇ વસ્તુને કેળવીને, કઇ સિદ્ધિને મેળવીને તેઓ જનતાના આવા અનન્યસાધારણ પ્રેમના, આવી ગાંડી ભક્તિના પાત્ર બન્યા? ગયા રવિવારે ઉલટેલી મુંબઇની જનતામાં તો કંઇ એકલા ઘાટી નહોતા, એકલા મીલમજૂરો નહોતા હિન્દી રાજપ્રકરણના ઇતિહાસમાં લોકમાન્યના ચિરવિરોધી ચંદાવરકર, નટરાજન પ્રભૃતિ પણ આજ એમની મહાનતાની મુક્તકંઠે પ્રશંસા કરી રહ્યા છે. તિલકનું પ્રજા ઉપર અસાધારણ વજન નહોતું તો એક દિવસમાં આટલી અફાટ ભક્તિ ક્યાંથી ઉદ્ભવી? પ્રજા તો એમને ધર્માચાર્ય તરીકે પૂજતી નહોતી; ચમત્કારી સંત, સત્પુરુષ, મહાત્મા કે ઑલીયા તરીકે પૂજતી નહોતી; જાણ્યાઓળખ્યા વગર કર્ણોપકર્ણે કીર્તિ સાંભળીને પૂજતી નહોતી; જીવનમુક્ત સાધુસંન્યાસી તરીકે પૂજતી નહોતી; કાષાયવસ્ત્રધારી સાંપ્રદાયિક ગુરુ તરીકે પૂજતી નહોતી. જનતાને મન

તિલક મનુષ્ય હતા. કેવળ મનુષ્ય–સીધા સાદા, કશી પણ દૈવી શકિતઓ વગરના મનુષ્ય હતા.

અને એથી જ જનતાએ એમને પોતીકા માન્યા –પોતામાંના એક માન્યા–આદર્શ દેવપુરુષ સમાન નહિ, પણ પોતાના જ જેવા પડનારા, આખડનારા, ભૂલ કરનારા, ભૂલ જોનારા, માફ કરનારા, રોષે ભરાનારા અને હેતથી પંપાળનારા સુહૃદ્ માન્યા. જેણે પોતાની માનુષિકતા કદિ છોડી નહિ, જેણે મનુષ્યતાથી પર એવો દેવભાવ પોતાનામાં આરોપી રખે પોતાના અનુયાયીઓ બુદ્ધિભેદ પામે અને વ્યવહાર્ય આદર્શ વગરના થઇ પડી પુરુષાર્થ-હીન બને એ ચિંતાએ ચેતતા રહી આજન્મ પોતાની માનુષતા અક્ષત જાળવી રાખવાનો પ્રયત્ન કર્યો, જેણે જ્ઞાનને તરછોડયા વિના પણ અજ્ઞાન જનતા અને પોતાની વચ્ચે અંતર ઉત્પન્ન ન થવા દીધું, એ તિલક મહારાષ્ટ્રની જનતાનો આત્મા, મહારાષ્ટ્રના ખોળીયા-માંનો પ્રાણ, મહારાષ્ટ્રની કર્તૃત્વશકિતનો કળશ, કઠણ પહાડી કાળમીંઢવાળા સહ્યાદ્રિમાંથી ટીચકુડા મરાઠાઓની પેઠે જ પેદા થઇ એ જ ટીચકુડા સીધા અને સાદા છતાં કઠણ અને કરડકણા લાગતા મરાઠાઓની પેઠે લાખોને ફુલથી પણ કોમળ છતાં અનેકને વજ્રથી પણ કઠણ લાગતો અંત લગી મનુષ્ય જ રહીને મનુષ્યની પેઠે જ મૃત્યુ પામ્યો. યોગી, સંન્યાસી જેવું શાન્ત સમાધિ-

મૃત્યુ એને મળ્યું નહિ. મનુષ્યની પેઠે જ અંતની ઘડી સુધી રોગની જોડે લડતાં એણે પોતાનો પ્રાણ પરમાત્માને હવાલે કીધો. આથી જ એના મૃત્યુની ખબર સાંભળતાંની સાથે આખી પ્રજાને પોતાના ઘરનો માણસ, પોતાનો નજીકમાં નજીકનો સગો, પોતાનો પ્રત્યક્ષ પિતા—રે, પિતાથી યે અધિક નિકટનો સંબંધી મરણ પામ્યો હોય એટલું લાગી આવ્યું. એથી જ હજારો એમના મરણને દિવસે હૈયાફાટ રડયા; એથી જ ઘાટીની સ્ત્રીઓ શોકના આવેગમાં વારકરી મંડળીઓના સંકીર્તનમાં ભળી પોતાનો પુત્ર કે પિતા ગુજરી ગયો હોય તેમ 'ગ્યાનબા તુકારામ'ના ઘોષ કરતી નાચી; એથી જ લાખો લોકોએ આ દસ દહાડાના સૂતક પાળ્યાં છે; એથી જ જનતાએ સોગ પાળ્યો. આ આખું ચિત્ર કેવળ માનુષતાથી ઉભરાય છે.

પણ તિલકે મહાભારત પ્રયત્નપૂર્વક મનુષ્ય બન્યા રહીને પણ શું સાધ્યું ? દેશને માટે સેવા કરનારા એની પાછળ ભલે નિકળ્યા હોય પણ આજે કયાં થોડા છે ? દેશને માટે જેલ પણ ઘણાએ ભોગવી છે; ઘણા દેશવટા પણ ભોગવે છે; ધનના, માનના, કીર્તિના, ઘણાએ ત્યાગ કર્યા હશે. પંજાબમાં અનેકે પ્રાણ પણ આપ્યા. તિલકની દેશસેવામાં એવી કઇ વિશિષ્ટતા હતી કે એની પાછળ પ્રજા ઘેલી હતી એવું આજે

સિદ્ધ થયું? ઉત્તર સ્પષ્ટ છે. જીવનના પ્રભાતમાં જ જેણે દેશજનનીની મહામહિમામયી મૂર્તિને પોતાના હૃદયમંદિરમાં સ્થાપી અને પોતાનો વિદ્યાર્જનકાળ પૂરો થતાંની સાથે જીવનના સમસ્ત અંગત આશા-અભિલાષોને લાત મારી એ જનનીની સેવાનું મહાવ્રત જે એમણે એકવાર સ્વીકાર્યું તે આજન્મ, અખંડ, અવિરત, અવિશ્રાન્ત, એકનિષ્ઠ અંતઃકરણે મરણની ઘડી સુધી અક્ષતપણે પાળ્યું; એ વ્રતનો ભંગ કરાવવા માટે જીવનની ખડતલ યાત્રામાં જેટજેટલાં વિઘ્નો આવ્યાં તે એકેએકની સામ ઝુઝવામાં જેમણે જીવનનું સાર્થક માન્યું; શારીરિક બળથી જ્યારે જ્યારે એમનો એમના આરાધ્ય દેવતાની જોડે વિયોગ કરાવવામાં આવ્યો ત્યારે પણ પોતાના અલૌકિક પ્રતિભાસંપન્ન બુદ્ધિસામર્થ્યનાં ફળ પકવી જેણે જનતારૂપી ઈશ્વરને જ સમર્પ્યાં અને છુટા થતાંની સાથે જ વળી પુનશ્ચ હરિઃ ૐ કહી પોતાના વ્રતનું અધુરૂં અનુષ્ઠાન ફરી હાથ ધર્યું; બુદ્ધિનાં આકર્ષણોને, જ્ઞાનની પિપાસાને, વાઙ્મયના રસાસ્વાદને પણ જેમણે પોતે અંગીકૃત કરેલા વ્રતમાં દખલ દેવા ન જ દીધાં; દુઃખને, કષ્ટને, વિરોધને, દ્રોહને, ગેર-સમજણને કશાને જ ન ગણકારતાં એ સર્વને સ્વાભાવિક માની લઇ કદિ વિષાદ ન માનતાં જેણે પોતાના ઇષ્ટ હેતુનું અખંડ આરાધન કીધું; સ્વરાજ યાને 'રાજકીય

પરાધીનતામાંથી હિન્દુસ્તાનની મુકિત' ને રોગમાત્રનું, કષ્ટમાત્રનું એકમાત્ર રામબાણ ઓસડ સમજી એ મુકિતના પ્રયત્ન પાછળ જેણે પાંસઠ વરસનું આખું જીવન નીચોવી નાખ્યું; એ ધ્યેયની અવ્યભિચારિણી ભકિતમાં બીજી એકેએક વસ્તુને ગૌણ ગણી સ્વકીયોની પણ અનેક ગેરસમજો અને વિરોધો માથે ઓઢયાં અને છતાં જે પોતાની આરાધનામાંથી ન ચળ્યા; એ ભકિત, એ એકનિષ્ઠતા, એ એકાગ્રતા તિલકના જીવનનું સારસર્વસ્વ છે. આવેશની ક્ષણમાં કૃપણ પણ સર્વસ્વનું દાન કરતા દેખાયા છે. ધીંગાણામાં પડીને બીકણ પણ શૂરવીર બન્યા છે. વ્યસનીઓ, દુરાચારીઓ અને પરધનલોલુપ સ્વાર્થીઓ તો અનાદિ કાળથી સંસારમાં અહોરાત્ર માથું હાથમાં લઈ મરતા આવ્યા છે; પણ પ્રશંસનીયમાં પ્રશંસનીય દાખલો લઇયે તો દેશ પર દુઃખનું વાદળ ચડી આવતાં સ્વદેશરક્ષણની હાકલને જવાબ દેવા ખભે બંદુક લઇ પૂરી બહાદુરીપૂર્વક રણક્ષેત્રમાં સામે મુખે મરી આર્યભાવના મુજબ સૂર્યમંડળનો ભેદ કરીને સીધા સ્વર્ગે પહોંચનારા પણ આજના આ મહાસ્વાર્થી નિરીશ્વર ભૌતિક યુગમાં સુદ્ધાં અનેક દેખીયે છીયે—પણ એ ભકિત ભકિત નથી, આવેશ છે. દૈવી ભાવનાનો તણખો છતાં એ ઉચ્ચ ત્યાગની અલ્પજીવી ઝલક માત્ર છે; ભકિત નથી. એમાં એક જ આરાધ્યની અનન્ય સેવા પાછળ

જીવનને ધોઇ નાખવાપણું, ઘસવી નાખવાપણું–નીચોવી નાંખવાપણું નથી; એમાં જીવનના અનેકવિધ પ્રસંગોએ અનેકવિધ લાલચો જોડે લડી લડી, ઝુઝી ઝુઝી, પોતે અંગીકારેલું એકનિષ્ઠપણું, અવ્યભિ-ચારીપણું ટકાવી રાખવાની જહેમત કે કુઝેડ નથી. જીવન તો તુચ્છ છે. એક ઘા ને બે કકડાની રીતે તેને ક્ષણવારમાં બુઝાવવા તો હર કોઇ તૈયાર થઇ શકે છે, પણ આમરણાન્ત ખાંડાની ધાર ઉપર ચાલી એક જ દેવતાની સેવામાં એક એક ઇંચ કરીને જીવન આક્રમવું સહેલ નથી. એ નિષ્ઠા, એ ભક્તિના જોર ઉપર લોકમાન્યે આ દુર્ભાગી દેશમાં, આ છિન્નભિન્ન પ્રજામાં, રાષ્ટ્રીય ભાવનાની પ્રાણપ્રતિષ્ઠા કરી. એ જ ભક્તિના જોર પર લોકમાન્યે પ્રજાને સ્વરાજ્યરસનો સ્વાદ ચખાડી, સામર્થ્યનો પ્યાલો પાઇ તેની સ્વરાજ્ય-પિપાસાને અનિવાર્ય કરી મુકી અને હિન્દુસ્તાનને 'युध्यस्व विगतज्वरः' એ ગીતોપદેશનો પોતાના જીવન દ્વારા મહાનમાં મહાન પદાર્થપાઠ શીખવ્યો. એ જ આમરણાન્ત ભક્તિના જોર પર 'આ જ દેહે, આ જ આંખે' સ્વરાજ્યસ્થાપના જોવાનો લોકમાન્યે અભિલાષ ધર્યો અને એ જ ભક્તિના જોર પર અંતકાળે કાળની જોડે ઝુઝતાં ઝુઝતાં પણ પોતાના મનોબળથી પોતે જીવનાર છે, પોતાને કંઇ થવાનું નથી, પોતે સ્વરાજ્ય-સંસ્થાપના જોઇને જ મરનાર છે, એવું ડૉક્ટરોને

કહેવાનો આત્મવિશ્વાસ એમણે દેખાડચો. એ જ ભકિતએ હિન્દી જનતાને એમની વેચાણ બનાવી દીધી; એ જ ભકિતએ આખા જીવનના વિરોધીઓને મ્હોડેથી એમને વિષે પ્રશંસાના ઉદ્ગાર કઢાવ્યા; એ જ ભકિતએ મુંબઇને એમની પાછળ ઘેલી કરી મુકી; એ જ ભક્તિએ પૂણાને એમના મૃતદેહ માટે તકરારમાં ઉતાર્યું; એ જ ભકિતએ કલકત્તા જેવાં દૂરનાં સ્થળોમાં લાખો માણસો પાસે એમની છબીઓની સ્મશાનયાત્રાઓ કઢાવી. જેનું જીવન એક અખંડ અસિધારાવ્રત હતું, સ્વદેશભકિત જેને મન સતીનું સત હતું, દેશને માટે ભોગવવાનાં કષ્ટ જેને અનિત્ય આગમાપાયિન્ માત્રાસ્પર્શ માત્ર હતાં—

તુમિ વિદ્યા તુમિ ધર્મ,
તુમિ હૃદિ તુમિ મર્મ;
ત્વં હિ પ્રાણાઃ શરીરે.......

દેશપ્રેમ અને દેશસેવા વિના જેને બીજો ધર્મ ન હતો, કર્મયોગ ઘટાવવા સિવાય શાસ્ત્રાધ્યયનમાં જેને બીજો હેતુ ન હતો; જેનો શ્વાસ સમસ્ત હિન્દુસ્તાનને સ્ફૂર્તિ રૂપ હતો; જેનું રાજકારણ શિવાજીગુરુ સમર્થ રામદાસ સ્વામીના જેટલું જાગરૂક હતું; જેનું સામર્થ્ય રામાનુચર મારુતિરાય હનુમાનના જેવું અમોઘ હતું; જેમના સ્વરાજ્યરટણને વનવાસી ભરતના રામરટણની જ એકમાત્ર ઉપમા આપી શકાય—એ

ચરિત્ માનવનું હો કે દેવનું હો—એને હિન્દી પ્રજાના પ્રણામ, કોટિ કોટિ પ્રણામ !

नमो नमस्तेऽस्तु सहस्रकृत्वः
पुनश्च भूयोऽपि नमो नमस्ते ।
नमः पुरस्तादथ पृष्ठतस्ते
नमोऽस्तु ते सर्वत एव सर्व ॥

(તા. ૮-૮-૨૦ ના નવજીવન પરથી)

# લોકમાન્યનાં સંસ્મરણો

—દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર

હું કાશ્મીરમાં સાધુને વેશે ફરતો હતો ત્યાં એક જણે મને પૂછેલું: "સ્વામી બાદશાહ! આપ કહાં કે રહને વાલે?" મેં કહ્યું: "બંબઈકે." મને લાગ્યું કે કાશ્મીર જેવા દૂર દેશમાં એથી વધારે ચોક્કસ જવાબ આપવો વ્યર્થ છે. પણ એમ ધારવામાં મેં ભૂલ કરી હતી. પેલા માણસે પાછું મને પૂછ્યું: "બંબઈ કહાં પર હૈ? નખલૌ (લખનૌ) કે પાસ?" આટલું એ બિચારાને ભૂગોળનું જ્ઞાન હતું! બહુ બહુ દૂર તો 'બંબઈ' લખનૌ જેટલું દૂર હશે! પણ એણે બીજો સવાલ પૂછ્યો: "આપ કૌન હૂંઘ હૈ?" મેં

કહ્યું: "મહારાષ્ટ્રી બ્રાહ્મણ." આ જવાબ મળતાંની સાથે જ, મુંબઇ લખનૌ પાસે હશે એવું માનનાર માણસે મને લાગલું જ પૂછ્યું: "તિલક મહારાજ ક્યારે છુટશે?" જે માણસને ભૂગોળનું આટલું અગાધ (!) જ્ઞાન હતું તે પણ જાણતો હતો કે તિલક મહારાજ નામના કોઇ મહારાષ્ટ્રી દેશભક્ત સરકાર સામે લડી જેલમાં ગયા છે!

દિલ્હીમાં ભારતમંત્રી મૉન્ટેગ્યુ સાહેબને મળવા જ્યારે લોકમાન્ય ગયા ત્યારે તેમનું સરઘસ કાઢવાની સરકારે બંધી કરી હતી. રસ્તા પરના અભણ લોકો અંદર અંદર બોલતા હતા: "આજ પૂનાકા રાજા આને વાલા હૈ. સરકાર ઉસ્સે બ્હોત ડરતી હૈ!"

એક યુરોપીયન બાઇએ 'Glimpses of India' નામની ચોપડી લખી છે. તેની અંદર એ લખે છે કે "હાલના સિવિલીયનો—એટલે અંગ્રેજી અમલદારો—બહુ જ બેદરકાર થઇ ગયા છે. હિન્દુસ્તાનમાં બ્રિટિશ રાજ્ય કેમ સ્થપાયું, તે કેમ ફુલ્યુંફાલ્યું એનો ઇતિહાસ તેઓ બરાબર નથી જાણતા. બ્રિટિશ રીયાસતનો એક સવિસ્તર ઇતિહાસ લખવાની જરૂર છે. અહોરાત્ર જાગૃત દૃષ્ટિ રાખનાર પૂનાના મહાપંડિત બાળ ગંગાધર તિલક કરતાં બીજો કોઇ અંગ્રેજ કે હિન્દી આ કામને માટે લાયક નથી. આવો ઇતિહાસ લખવા માટે સરકારે એમને વિનવવું જોઇયે."

તિલકના એક સ્નેહીએ વાતવાતમાં એક દિવસ તેમને પૂછ્યું: “ બળવંતરાવ ! જ્યારે સ્વરાજ્ય થશે ત્યારે એ સ્વદેશી સરકારમાં તમે કયો હોદ્દો પસંદ કરશો ? વડા પ્રધાન થશો કે પરરાષ્ટ્રમંત્રી ? ” એમણે જવાબ આપ્યો તે સાંભળવા જેવો છે: “ના રે ભાઇ, સ્વરાજ્ય થશે એટલે હું તો મારે સ્વદેશી કૉલેજમાં ગણિતનો અધ્યાપક બનીને બેસી જઇશ. મારે નથી જોઇતી આ રાજખટપટ. મારે તો હજી ‘ડિફરેન્શીયલ કૅલ્કયુલસ’ ઉપર પુસ્તક લખવું છે. દેશ ઉપર સંકટ આવી પડયું છે અને તમે કોઇ દેશનું કામ હાથમાં નથી લેતા, તેથી મારે તે નછુટકે કરવું પડે છે. ”

મુંબઇમાં એક સભા મળી હતી. અનેક વિદ્વાનો ત્યાં એકઠા થયા હતા. ત્યાં તિલકે ‘ખાલ્ડીયન સંસ્કૃતિ’ ઉપર તેમજ હિન્દી અને ઇરાની સંસ્કૃતિ વચ્ચે કેટલું સામ્ય છે એ વિષે એક વિદ્વત્તાપૂર્ણ અને અપૂર્વ કલ્પનાભર્યું વિવેચન કર્યું. સભા બરખાસ્ત થયા પછી તે સભાના તે દિવસના પારસી અધ્યક્ષે કહ્યું: “ મિ. તિલક, તમે તમારી બુદ્ધિનો દુરુપયોગ કરો છો. આટલી અગાધ બુદ્ધિની બક્ષિશ છે; તમે ઇતિહાસ-સંશોધનનું કામ કરશો તો સમસ્ત દુનીયામાં તમારી કીર્તિ ફેલાશે. તે છોડી આ રાજપ્રકરણના કીચડમાં

શું પડયા છો ?" તિલકે જવાબ વાળ્યોઃ (એમના અવાજમાં સ્હેજ ફેર પડયો હતો) "હિન્દ કંઇ વંધ્યા નથી. સ્વરાજ્ય થશે એટલે મારા જેવા હજારો પંડિત પાકશે. આજે તો દેશની વ્હારે ધાવાની જરૂર છે. દરેક જણે પોતાની બુદ્ધિ, શકિત અને સર્વસ્વ સ્વરાજ્ય પાછળ જ આજે આપી છુટવું જોઇયે."

૧૮૯૭માં સરકાર એમના ઉપર ચીડાઇ અને રાજ્યદ્રોહનો આરોપ એમના ઉપર મુકવામાં આવ્યો. પ્રસંગ ગંભીર જોઇ એક મિત્રે એમને માફી માગી લેવાની સલાહ આપી. તિલકે જવાબમાં લખ્યું: "દરેક ધંધા સાથે તે ધંધાનું જોખમ તો રહેલું જ છે. આપણે વર્તમાનપત્રકાર રહ્યા એટલે જેલનું જોખમ તો ખેડવું જ જોઇયે. પ્રજાના પ્રતિનિધિ તરીકે આપણે બોલીયે અને ગુન્હો ન કર્યા છતાં ડરને લીધે માફી માગીયે એ પ્રજાને દગો દીધા બરાબર છે. અને માફી માગ્યા પછી પૂણામાં રહેવું એ માંડલેમાં સડવા જેટલું જ મારે મન વસમું છે."

એક દિવસે વર્તમાનપત્રકાર થવા માટે માણસે શું વાંચવું જોઇયે, શી તૈયારી કરવી જોઇયે એમ મેં તેમને પૂછ્યું. તેમણે કહ્યું: "જેમ કવિ વિષે અથવા અધ્યાપક વિષે કહેવાય છે કે 'He is born, not made' તે જ પ્રમાણે વર્તમાનપત્રકાર વિષે પણ છે.

રોજ રોજ કંઇ નવું લખવા જેવું નથી હોતું. એક જ વસ્તુ નવી નવી રીતે કહેવી પડે છે. છતાં તમારી પાસે પ્રજાને આપવાને કંઇ પણ દિવ્ય સંદેશ હોવો જોઇએ. તમને એમ થવું જોઇએ કે જો આટલું હું પ્રજાના મનમાં નહિ ઠસાવું તો દુનીયા ડુબી જશે; પ્રજાનો ઘાત થશે. આમ હોય તો જ વર્તમાનપત્રકાર થવું. બાકીની તૈયારી ધીમે ધીમે થઇ શકે. પ્રસંગ આવી લાગે તે વખતે તે વિષયનું પૂરૂં અધ્યયન કરીને તે ઉપર લખવાનો રિવાજ રાખવો, જેથી લખાણનો પ્રભાવ પડે અને એક વાર લખેલું પાછું ખેંચવા વારો ન આવે. આપણું સ્મૃતિકાળનું સાહિત્ય મેં આવો જ એક પ્રસંગ આવ્યે વાંચી કાઢયું હતું.”

સ્વરાજ્યસંઘ સ્થાપવા લોકમાન્ય બેલગામ આવ્યા હતા. શ્રી૦ ગંગાધરરાવ દેશપાંડેને ત્યાં ખાનગી વાતચીત ચાલતી હતી. વિષય કયો હતો તે હું ભૂલી ગયો છું. ખાપર્ડે કંઇક લપ કરી રહ્યા હતા. એટલામાં લોકમાન્ય એકદમ બોલી ઉઠયા: “ ‘प्रयत्नान्तीं परमेश्वर ’ ઇશ્વરે જેટલી બુદ્ધિ-શક્તિ આપી હોય તેનો પૂરો ઉપયોગ કરી, આગળ-પાછળનો વિચાર કરી, દક્ષતાપૂર્વક દરેક કામ કરવું રહ્યું. આટલું કરવા છતાં અદૃષ્ટ એવું ઘણું રહી જાય છે. તે આપણા હાથ બહારની વાત છે. તે વિષે ઇશ્વર ઉપર નિષ્ઠા રાખવી જોઇએ. એનું નામ તે જ

શ્રદ્ધા. નેપોલીયનમાં આવી શ્રદ્ધા હતી. એક દિવસ તે રણભૂમિ ઉપર ઉભો હતો. આસપાસ ગોળીઓ અને ગોળાઓનો વરસાદ વરસી રહ્યો હતો. એક દૂત કોઈ સેનાપતિનો કંઈક સંદેશો કહેવા આવ્યો. કહી રહ્યા પછી પણ તે કૌતુકથી બાદશાહને નિરખતો ઉભો રહ્યો. નેપોલીયને ત્રાડ પાડી કહ્યું: 'અલ્યા કેમ ઉભો છે? ગોળી વાગશે તો ઠાલો મરી જઇશ. ચાલ્યો જા અહીંથી.' યુવાને કહ્યું: 'મહારાજ, આપ બાદશાહ થઈને આટલું જોખમ ખેડો છો, તો હું તો શી વિસાતમાં?' નેપોલીયને કહ્યું: 'અરે જા! જોખમ ખેડવાનો મારો તો ધંધો છે, પણ તારે માટે તો એ સ્વચ્છંદ છે.' નેપોલીયનનું વાક્ય પૂરૂં થયું ન થયું એટલામાં તો એક મોટો ગોળો આવી પડયો અને પેલા બિચારાના ટુકડેટુકડા થઇ ગયા!"

'રાષ્ટ્રમત' (મુંબઈનું દૈનિક પત્ર) શરૂ થયું ત્યારે 'ઑફિસ માટે આટલાં મેજ, આટલી ખુરશીઓ વગેરેની જરૂર પડશે' એમ સીતારામ પંત બોલતા હતા. લોકમાન્યે કહ્યું: "અમે જ્યારે 'કેસરી' અને 'મરાઠા' શરૂ કર્યાં ત્યારે અમારી પાસે તો આવી કશી જ સાહ્યબી નહોતી. વર્તમાનપત્રમાંથી અમને રાતી પાઇ મળતી નહિ. અમે તો પથારીનો વીંટો કરીને આગળ મુકતા અને લખતા. એ જ અમારૂં મેજ. એ વીંટાને

આધારે રહીને લખાતાં છતાં અમારાં લખાણ મોળાં પડયાં ન હતાં!"

વિષ્ણુશાસ્ત્રી ચિપળૂણકર સાથે જુવાનીના દહાડામાં જ્યારે લોકમાન્યે ન્યુ ઇંગ્લીશ સ્કુલ સ્થાપન કરી ત્યારે શરૂઆતમાં સારા ઘરના કે સારી બુદ્ધિના છોકરાઓ એમને મળ્યા નહિ. બધા છોકરા તોફાની અથવા ઠોઠ આવતા. આ વિષે એક વાર કોઇએ નિરાશા બતાવી ત્યારે તેમણે કહ્યું: "આમાં જ તો આપણી ખરી કસોટી છે. આવા છોકરાઓમાંથી જ્યારે આપણે કંઇક કરી બતાવી શકીશું ત્યારે જ લોકોને આપણામાં શ્રદ્ધા આવશે."

ન્યુ ઈંગ્લીશ સ્કુલ શરૂ થઈ ત્યારે લોકમાન્ય ત્રીશ રૂપીઆ માસિક પગાર લેતા. એક સાથીએ કહ્યું: "મરી જઇશું ત્યારે પ્રેતદહન કરવા જેટલા પૈસા પણ આપણે ન બચાવી શકીયે ?" લોકમાન્યે જવાબ આપ્યો: "તેની પંચાત આપણા કરતાં સમાજને વધારે હોવી જોઇયે. માન આપવા નહિ તો ગંદકી અટકાવવા ખાતર પણ તેઓ આપણું મડદું ફૂંકી બાળશે જ!"

શિક્ષણસંસ્થાઓ જેસ્યુઇટ લોકોની ઢબે ચલાવવી જોઇયે એવો એમનો ભારે આગ્રહ રહેતો. જો અધ્યાપકનો ધંધો ધર્મભાવે કરવો હોય તો અધ્યાપકે

ચોવીસે કલાક શાળાને આપવા જોઇયે. શાળા પાસેથી આજીવિકા લીધા પછી બીજી રીતે માણસ કશી કમાણી ન કરે અને તેવી કમાણી થાય તો તેણે તે શાળાને જ અર્પણ કરવી જોઇયે એવો તેમનો આગ્રહ હતો.

અહમદનગરમાં અંત્યજ લોકોએ લોકમાન્યને પાનસોપારીનો સ્વીકાર કરવા આમંત્રણ કર્યું હતું. તિલક મહારાજ ત્યાં ગયા. અંત્યજો સાથે ભળીને તેમની પાનસોપારી લીધી અને સ્વરાજ્યનો ઉપદેશ કરતાં તેમને કહ્યું: “ બ્રાહ્મણોએ તમને દબાવ્યા એ ખ્યાલ કાઢી નાખો. જૂના સંસ્કારોમાંથી બ્રાહ્મણો પણ એકદમ છૂટી શકતા નથી. ધીમે ધીમે બધા સુધારા થશે.” તેઓએ કહ્યું કે “ અંત્યજોને અસ્પૃશ્ય માનવા વિષે શાસ્ત્રોમાં ક્યાંયે વચન નથી પણ રૂઢી બળવાન છે. ધીમે ધીમે જ તે નીકળી જશે.”

હિન્દુસ્તાનમાં નોકરશાહીનું રાજ્ય ચાલે એ એક ક્ષણને માટે પણ તેઓ સાંખી શકતા ન હતા. છતાં ખાનગીમાં પણ તેઓ કહેતા કે “અંગ્રેજોનું રાજ્ય જાય અને જર્મનો કે જાપાનીઓ અહીં આવીને રાજ્ય કરે એવું હું જરા યે ઇચ્છતો નથી. તેના કરતાં તો અંગ્રેજોનું રાજ્ય જ ભલે રહ્યું. અંગ્રેજો તો અહીં હકુમત ભોગવીને કંઇક ધરાયા છે.

નવા આવશે તે તો નવી ભૂખ લેતા આવશે." જાપાનીઓ કે અમેરિકનો આપણને મદદ કરશે એવી એમને બિલકુલ આશા ન હતી. તેઓ કહેતા કે "શા માટે આ પ્રબળ સામ્રાજ્ય સામે કોઈ પોતાની મેળે આપણને મદદ કરવા આવે ? આપણે જાતે મરીને જ સ્વર્ગે જવું જોઇયે."

સ્ત્રીશિક્ષણ વિષે તેઓ કહેતા: "આપણે તો નવી કેળવણીને લીધે શ્રદ્ધાહીન થઈ ગયા છીયે. સંશય અને દરેક ઉચ્ચ ભાવના વિષે અશ્રદ્ધા, એ લગભગ આપણો સ્વભાવ થઈ પડેલો છે. શું એ જ અશ્રદ્ધા તમે સ્ત્રીઓમાં પણ પેદા કરવા માગો છો ? કર્વેની શિક્ષણપદ્ધતિ સામે મારો મોટામાં મોટો વિરોધ એ જ છે. હિન્દુ સંસ્કૃતિને વિષે આપણી સ્ત્રીઓમાં જે શ્રદ્ધા છે તે આપણું રાષ્ટ્રીય ધન છે. તેનો નાશ ન થવા દેવો જોઇયે.

લોકમાન્યના વકતૃત્વને ગોળીબારની ઉપમા આપી શકાય. સિપાહી જેમ તાકીને છાતી કે કપાળ ઉપર સીધી ગોળી છોડે છે, તેમ લોકમાન્ય સીધી ભાષામાં ટુંકાં નાનાં વાકયોમાં પોતાનાં વાગ્બાણ છોડી સાંભળનારનાં હૃદય અથવા બુદ્ધિને વીંધી નાંખતા. તેમનો મારો હૃદય કરતાં બુદ્ધિ ઉપર વધારે હતો.

સિંહગઢમાં એમને હું મળવા ગયો ત્યારે કર્ણાટક પ્રાંતિક પરિષદ્ વિષે વાત ચાલતી હતી. તેઓએ કહ્યું: "જુઓ, આ પ્રાંતો હવે જુદા પડવા લાગ્યા છે. સિંધ અલગ થયો, તમારો ગુજરાત અલગ થયો, હવે કર્ણાટક જુદો પડવા માગે છે; જેને 'મુંબઇ પ્રાંતિક પરિષદ્' કહેવામાં આવે છે તે તો હવે મહારાષ્ટ્રની જ કૉન્ફરન્સ બની ગઈ છે. એક રીતે તો એ ઠીક થાય છે. રાજ્યપ્રકરણની ચર્ચા દેશી ભાષામાં થશે અને તેથી સામાન્ય પ્રજા રાજ્ય-પ્રકરણમાં રસ લેતી થશે." મેં કહ્યું: "ત્રીશ વર્ષ ઉપર 'કેસરી'એ જે કામ કર્યું તે આજે આ લોકો કરવા માગે છે." આમાં મેં ખુશામતની અતિશયોક્તિ બિલકુલ કરી ન હતી. લોકમાન્યે 'ઑલ ઇન્ડિયા લીડર' (ભારતવર્ષીય નેતા) થવાની બિલકુલ ઉતાવળ કરી નથી. મરાઠી ભાષા દ્વારા એકલા મહારાષ્ટ્રને જ તૈયાર કરવામાં તેઓ મશગુલ રહ્યા અને મહારાષ્ટ્રમાં તેઓએ એટલું બધું સંગીન કામ કરી રાખ્યું કે વખત આવ્યે હિન્દુસ્તાનના રાજ્યપ્રકરણમાં પોતાનું સ્થાન લેતાં એમને છાંટાભાર પણ અડચણ ન પડી કે ક્ષણનો વિલંબ પણ ન લાગ્યો. આવી સ્પૃહણીય સ્થિતિ એક ગાંધીજી સિવાય બીજા કોઇએ પ્રાપ્ત કરી નથી. બંગભંગ પહેલાં બંગાળાના તાજ વગરના રાજાએ-શ્રી૰ સુરેન્દ્રનાથે—બંગાળીમાં એક પણ ભાષણ કર્યું ન હતું.!

લોકમાન્યે ચર્ચા આગળ ચલાવી: “ જ્યારે અમે ‘કેસરી’ શરૂ કર્યું ત્યારે બધા સલાહકારો કહેતા કે ‘દેશી ભાષામાં પત્ર કાઢશો તો ખોટ ખાશો. દેશી પત્રની કદર કોણ કરવાનું હતું ?’ અમે તો માન્યું નહિ. આખરે સલાહકારોએ આજીજી કરીને કહ્યું : ‘છેવટ ‘કેસરી’માં બે કૉલમ તો અંગ્રેજીનાં રાખો જ.’ અમે કહ્યું: ‘ના. કેસરી’ આમપ્રજાને સારૂ છે; અને પ્રજા પાસે અંગ્રેજી વિના જ અમે એની કદર કરાવીશું.’ રાજ્યપ્રકરણની આખી પરિભાષા અમારે તૈયાર કરવી પડી. જુની મરાઠીમાં ભક્તિ અને તત્ત્વજ્ઞાન પુષ્કળ હતું. ભાટચારણ શાએરોએ વીરરસનો પણ ઉમેરો કર્યો હતો. પણ રાજ્યપ્રકરણની ગંભીર ચર્ચા, જાહેર વ્યંગકટાક્ષ, ઉપહાસ, એ બધું કરવાને તો અમારે નવી ભાષા બનાવવી પડી. જે માણસમાં ઉત્કટતા છે તે એની મેળે જ ભાષા ઉભી કરી શકે છે.” મેં કહ્યું: “ હા, સાચી વાત છે. ગાંધીજીએ ગુજરાતીનો ઉંડો અભ્યાસ કર્યા વિના જ ગુજરાતી ભાષામાં નવીન જીવન રેડ્યું છે. તેમનાં લખાણોને લીધે ગુજરાતી અત્યારે વીરની ભાષા બની ગઈ છે. ” તેમણે કહ્યું: “ મેં એ જોયું છે. ગુજરાતી હું બોલી શકતો નથી, પણ છાપેલું સારી પેઠે વાંચી તથા સમજી શકું છું.” પછી ભાષા વિષે ચર્ચા ચાલી. તેઓ બોલ્યા: “ હિન્દી રાષ્ટ્રભાષા થવાને લાયક છે. પણ જ્યાં લગી હિન્દી બોલનારા-

એઓમાં દેશભક્તિની ધગશ ઉત્પન્ન નહિ થાય ત્યાં સુધી તે ભાષામાં તેજ આવવાનું નથી. પ્રજાને ખાસ સંદેશો કહેવાની માણસમાં ઉત્કટતા હશે ત્યારે જ તે ભાષાને ખીલવી શકશે." મેં કહ્યું: "હિન્દીમાં ખુશામદીનો ભાગ બહુ છે. આપે ખંડવામાં હિન્દીમાં જે ભાષણ કર્યું તેની blunt grace (અતિ વિવેકના અભાવને લીધે આવતી મધુરતા) જોઇને ગાંધીજી ખુશ ખુશ થઈ ગયેલા. ગાંધીજી કહે છે 'તિલક મહારાજે હિન્દીમાં નવી જ ભાષાશૈલી દાખલ કરી છે." લોકમાન્યે કહ્યું: "હા; પારતંત્ર્યની હિન્દી ઉપર ખૂબ અસર થઇ છે."

૧૯૦૭માં મહાસભા કલકત્તામાં ભરાઈ ત્યારે ત્યાંના રાષ્ટ્રીય પક્ષે ભારે ચળવળ માંડી હતી; અને લોકમાન્યના નામ પર ભારે ઝગડા ચાલતા હતા. કોઇએ તેમને કહ્યું: "તમારા નામ ઉપર આટલા ઝગડા ચાલે એ તમે કેમ સાંખી શકો છો? તમે કેમ જાહેર નથી કરતા કે મારે પ્રમુખ નથી થવું?" લોકમાન્યે જે જવાબ આપ્યો તેમાં તેમનું વ્યક્તિત્વ પૂરેપૂરૂં જણાઇ આવે છે. તે બોલ્યા: "પ્રમુખપદનું માન મને આપવા ખાતર આ હીલચાલ ચાલે છે એમ માની લેવા જેટલો હું મૂર્ખ કે અહંકારી નથી. રાષ્ટ્રીય પક્ષનાં તત્ત્વોનો વિજય થાય તેવું કરવાને સારૂ તેઓ મારા નામનો આમ ઉપયોગ કરી રહ્યા છે; તેની વચમાં હું શું કરવા આવું? મને પુછવા આવશે ત્યારે

મારે જે કહેવું હશે તે કહીશ.” મહાસભાના પ્રમુખ-પદનું માન તેમને આપવાનો અને તેઓએ તેનો અસ્વીકાર કરવાનો પ્રસંગ છેક દિલ્હીની મહાસભાને અવસરે આવ્યો.

પૂણામાં અમે ભણતા ત્યારે દારૂનિષેધની હીલ-ચાલ વિદ્યાર્થીવર્ગે ઉપાડી લીધેલી. અમારી હીલચાલ ઉપર લોકમાન્યનો સંપૂર્ણ આશીર્વાદ હતો. તેમણે કરેલો ઉપદેશ હજી મારા કાનમાં ગાજે છે. તેમણે કહેલું: “તમે તમારૂં ભણતર છોડી દો એમ હું નથી ઇચ્છતો; પણ દેશહિતની ખાતર સમાજસેવા કરવામાં તમારે કાંઇ ખમવું પડે તો જરૂર તમે તે ખમી લેજો; કારણ દેશસેવા એ જ મોટામાં મોટી કેળવણી છે. ફર્સ્ટ કલાસમાં આવનાર છોકરો જો પોતાનો સમય દેશસેવામાં રોકવાથી સેકન્ડ કલાસમાં આવે અને સેકન્ડ કલાસવાળો જો પાસ કલાસમાં આવે, તો એણે એમાં જ ગૌરવ માનવું; એવા પ્રત્યે જ અમે માનની નજર-થી જોઇશું. જે પોતાની કેળવણીનો ઉપયોગ દેશસેવાને અર્થે કરે છે તે જ સાચો કેળવાયેલો; બીજા બધા પોથાંનો ભાર ઉપાડનાર ગધેડાં જ.”

લોકમાન્યનું આખું જીવનચરિત્ર, મને લાગે છે, કદાપિ લખી શકાવાનું નથી. એક તો આપણા લોકો જે ભવિષ્યને માટે હોય એવું કંઇ લખી શકતા નથી. તેમ,

જેઓ તિલક જેવા મહાપુરુષના સંસર્ગમાં આવે છે તેઓ બધા જ કંઇ લખનારા હોતા નથી. પતિત દશામાં શાની કદર કરવી, શું ચાહવું, મોટાઈ અથવા ઉદારતા શામાં છે એ જાણનારા લોકો પણ બહુ ઓછા નીકળે છે. ચિકિત્સક લોકો પણ પોતપોતાની દૃષ્ટિએ જ મહાપુરુષનાં જીવનચરિત્રોને જુએ છે; તેમ અંધભકતો પોતાની આરાધ્ય વ્યક્તિના ગુણ કયા હતા એનો પણ ભેદ જોઇ શકતા નથી. અમે નાના હતા ત્યારે અમારા એક શિક્ષક પૂણાની કૉન્ગ્રેસમાં ગયા હતા. ત્યાંથી આવીને પોતાના મિત્રો આગળ તેમણે કૉન્ગ્રેસનું જે વર્ણન કર્યું તેનો મુખ્ય ભાગ એટલો જ હતો કે " સુરેન્દ્રનાથ બૅનરજીના ગળામાં આવઆવડા મોટા ફુલના હાર હતા !" એથી વધારે એને કૉન્ગ્રેસમાં કશું જ જોવાલાયક જડયું નહિ!

મહારાષ્ટ્રમાં લોકમાન્ય ઉપર ગામડીયા લોકોએ રચેલાં જે લોકગીતો પ્રચલિત છે તેમાંના એકમાં તેમની અગાધ પ્રતિભા સિદ્ધ કરી બતાવવા એવો પ્રસંગ કલ્પ્યો છે કે " વિલાયતથી અહીંની સરકાર ઉપર એક કાગળ આવ્યો. તે અહીંના મોટામોટા ગોરાઓ પણ વાંચી શકયા નહિ. આખરે તે કાગળ લોકમાન્ય પાસે લાવ્યા. એક ક્ષણનો પણ વિચાર કર્યા વગર તેમણે તે કડકડાટ વાંચી બતાવ્યો ! એટલું જ નહિ પણ

તેનો જવાબ પણ લખ્યો આપ્યો !” બિચારા ગામડીયા લોકો બુદ્ધિશક્તિની સીમા તો અંગ્રેજી કાગળોના અક્ષરો ઉકેલવામાં જ છે એમ માને છે. છતાં આ ક્ષુદ્ર કાવ્યમાં પણ કેટલી શ્રદ્ધા અને ભક્તિ રહેલી છે !

લોકોના હૃદયમાં એક જાતનો રાજકીય અસંતોષ છે. હિન્દુસ્તાનના ભૂતકાળનું જેને જેને સ્મરણ છે તે દરેકના મનમાં–અંતઃકરણના ઉંડાણમાં–વિચારશક્તિથી પણ છૂપી રીતે એક અસ્પષ્ટ પણ પ્રબળ રાજકીય આકાંક્ષા ધૂંધવે છે. તે આકાંક્ષાની સાથે લોકમાન્યની પૂરેપૂરી સહાનુભૂતિ હતી, એટલું જ નહિ પણ એ આકાંક્ષા સાથે તેઓ તન્મય થયા હતા. પ્રજા અંતઃસ્ફુર્તિથી આ જાણતી. તેથી જ આખું હિન્દુસ્તાન તેમના પર આટલું આફરીન હતું.

મુંબાઇના વિનીત લોકો હોય અથવા બંગાળાના અરાજક હોય, સત્યમૂર્તિ જેવા રાષ્ટ્રીય હોય અથવા લૉર્ડ સિંહ જેવા મુત્સદ્દી હોય–બધાના મનમાં હિન્દુસ્તાનનું જે રાજકીય ધ્યેય હોય છે તે દેશી નથી. અંગ્રેજી શિક્ષણને લીધે અને માનસિક વૃત્તિના ભેદોને લીધે એ જુદાં જુદાં ધ્યેયો ઉત્પન્ન થયાં છે. વક્તા પોતાની શક્તિથી છટાદાર વર્ણન કરે એટલે ગમે તે ધ્યેય લોકોને સુંદર લાગે છે, પણ તેનો સ્વીકાર ક્ષણિક હોય છે. રાષ્ટ્રના હૃદયમાં ચિરકાળ રમી રહેલું ધ્યેય

લોકમાન્ય જાણતા હતા. તે જ ધ્યેય તેમણે પોતાનું કરેલું હતું; અને તેથી જ તેઓ લોકમાન્ય થયા. ગાંધીજીનું રાજકીય ધ્યેય સ્વદેશી છે ખરૂં, પણ હિન્દી સંસ્કૃતિના સર્વોચ્ચ આદર્શોને અનુસરીને તેઓએ પોતાનું રાજકીય ધ્યેય ઘડ્યું છે. લોકોને તે પોતાનું અને છતાંયે દૂર દૂર હોય એવું લાગે છે. (વ્યવહારમાં તો ગાંધીજી પણ લોકોને આજે ગળે ઉતરે એવું પાર્લામેન્ટરી સ્વરાજ્યનું ધ્યેય સન્મુખ રાખી કામ કરે છે. માત્ર સાથે પોતાને લાગતું શ્રેષ્ઠ ધ્યેય પણ લોકો આગળ સતત જાગતું રાખે છે.) લોકમાન્યે એકવાર પોતે ખાનગી વાતચીતમાં ગાંધીજીના આ આદર્શનું બહુ મજાનું વર્ણન કર્યું હતું. દરીયામાં ફરતું વહાણ ધ્રુવના તારા પર લક્ષ રાખી ચાલે છે, પણ તે કાંઇ ધ્રુવતારા પર નથી જતું. કરાંચી, મુંબાઇ કે હાભોળ, એવું જ કોઇ ને કોઇ દુન્યવી બંદર જ તેનું ધ્યેય હોય છે. તે જ પ્રમાણે વ્યવહારની ઉપેક્ષા કરી કેવળ ધર્મનો જ વિચાર રાખીને નક્કી કરેલું ધ્યેય અધૂરૂં હોય છે. ધ્રુવતારા તરફ ધ્યાન તો રાખો જ, તેના વગર ચાલશે નહિ; પણ જહાજને ધ્રુવ ઉપર તમે લઇ જઈ શકવાના નથી.

આવી રીતે સામાન્ય લોકોને સમજણ પડી શકે, તેમને ગળે ઉતરી શકે, તેમની અલ્પ પણ સંઘટિત શક્તિથી પ્રાપ્ત થઇ શકે, એવું જ લોકમાન્યનું ધ્યેય

છે એમ લોકો જાણતા. રાજદ્વારી ધમાચકડીઓની નિત્ય બદલાતી હવામાં લોકમાન્ય એ ધ્યેયને કયા શબ્દોમાં મુકતા તે સામું પ્રજા બિલકુલ જોતી નહિ. મનોમન સાક્ષી હતાં. એટલું જ લોકોને માટે બસ હતું. આમાં જ લોકમાન્યનું લોકમાન્યત્વ હતું. તેઓ પણ જનતાને ઇશ્વરરૂપ માનતા ને પૂજતા. અજ્ઞ લોકો જ્યાં દોરે ત્યાં તેઓ દોરાઈ જતા નહિ. પોતાના નિશ્ચિત અર્થથી તેઓ કદાપિ ખસ્યા નથી. વિરાટ જનતા ઉપર તેમની સંપૂર્ણ શ્રદ્ધા હતી. વિરાટ જનતાના હૃદયની લાગણી સાચી હોય છે, જનતાનો સહજસ્ફુર્તિ (Instinct)થી ઉઠેલો ખ્યાલ હંમેશાં સાચો હોય છે, એમ તેઓ માનતા. જરા ઉંડો વિચાર કરી જોઇશું તો આ માન્યતા કેટલી ધાર્મિક છે એ આપણા ધ્યાનમાં આવશે. જેની ઇશ્વર ઉપર શ્રદ્ધા છે, જેની માંગલ્ય ઉપર શ્રદ્ધા છે તે કોઈ દિવસ નહિ કહે કે વિરાટ જનતાની સ્થાયી લાગણી ભૂલભરેલી હોઇ શકે છે. લોકોની લાગણી—સ્થાયી લાગણી—એ જ ઇતિહાસવિધાતાનો સંદેશ છે. એ સંદેશો જેઓ ઓળખી શકે છે, જીવનમાં સ્વીકારી શકે છે અને તેની સિદ્ધિ પાછળ દૈવી શ્રદ્ધાથી પ્રેરિત થઇને આજીવનને સારૂ અનન્ય કર્મયોગને વરેલા રહે છે, તેઓ જ ઇશ્વરનિર્મિત અથવા પ્રકૃતિસિદ્ધ આગેવાન છે.

(તા. ૧-૮-૨૧ના નવજીવન પરથી)

# પૂજાનો અધિકાર

—ગાંધીજી

અધિકાર વિના કરેલું કાર્ય ફળે નહિ. ધોબી હજામત કરવા બેસે તો લોહી કહાડે; વકીલ વૈદું કરવા બેસે તો નખોદ વાળે. નાગો મન્દિરે જઇને દેવની પ્રસાદી ન મેળવે. વઝૂ વિનાની નમાઝ ખુદા કબૂલ ન કરે.

તેમજ તિલક મહારાજની પૂજા અધિકાર વિના કરીયે તો તે કબૂલ ન જ રહે. જેને હિન્દુસ્તાન ગમે જ નહિ, જે હિન્દુસ્તાનની હવાથી અકળાય, જેને હિન્દુસ્તાનના રીતરિવાજો જંગલી લાગે, હિન્દુસ્તાનનો ખોરાક જોઇ જે મ્હોં મરડે, હિન્દુસ્તાનનો પોશાક જેને કરડવા ધાય, તે તિલક મહારાજની પૂજા શી કરવાના ? એની પૂજા તિલક મહારાજનો આત્મા કબૂલ રાખે ? પત્ર, પુષ્પ, ફળ, પાણી પણ જે ભક્તિપૂર્વક ચઢાવે તેને જ દેવ પ્રસન્ન થાય. અને ભક્તિ એટલે ભાવપૂર્વક અનુકરણ.

પૂજારીની પરીક્ષાની વેળા આવી પહોંચી છે. આજ લોકમાન્યની પુણ્યતિથિ આપણે કઈ રીતે ઉજવીશું ? સ્વરાજ્ય આ વર્ષે જ મેળવવાનો દૃઢ નિશ્ચય કરીશું ? પરદેશી શણગાર ઉતારીશું ?

જે ફરજ ન જાણે તેને હક મળતા નથી. કરજ ન ભરે તે મુક્તિપત્ર કેમ માગી શકે ? જેમ સ્વરાજ્ય એ જન્મસિદ્ધ હક છે, તેમ સ્વદેશી એ જન્મનિર્મિત ફરજ છે. સ્વદેશી વિના સ્વરાજ્ય ન હોય. સ્વરાજ્ય અમારો જન્મસિદ્ધ હક છે એ તિલકગીતાનો પૂર્વાર્ધ છે; સ્વદેશી અમારી જન્મનિર્મિત ફરજ છે એ ઉત્તરાર્ધ છે.

એટલે લોકમાન્યની સંવત્સરી આપણે ભલી રીતે ઉજવવા કે પાળવા ઇચ્છતા હોઇયે તો આપણે સ્વદેશીવ્રત લઇને જ પાળી શકીયે. પરદેશી કાપડનો સર્વથા ત્યાગ કર્યા વિના સ્વદેશી મંત્ર જપાય નહિ. પરદેશી કાપડ એ મેલ છે. એ મેલ કહાડયા વિના આપણે સ્વચ્છ નથી; ને સ્વચ્છ થયા વિના સ્વરાજ્યમન્દિરમાં પ્રવેશ કરવાનો આપણને અધિકાર નથી. મૌલાના મહમદઅલીએ કહ્યું તેમ આપણે શાન્તિથી સ્વરાજ્ય મેળવવું છે એનો અર્થ સ્વચ્છંદ નથી. આપણે કંઈ પણ ત્યાગ ન કરીયે ને શાન્તિપાઠ ભણ્યા કરીયે તે તો માત્ર મંદતા કે આળસ જ કહેવાય. ત્યાગ અને ઉદ્યમ વિનાની શાન્તિ એ તો મૃત્યુની દશા છે. શબના જેવી શાન્તિ કોને હોય ? એવી શાન્તિને શું કરીયે ? કાયર માણુસ ભય જોઇને ઘરમાં ભરાઇ બેસે છે. તેવી શાન્તિથી ઘરનો નાશ જ થાય. આપણે જે શાન્તિની પ્રતિજ્ઞા લીધી છે તે વીરતા

સૂચવનારી શાન્તિ છે. પરદેશી કપડાં છોડવા જેટલી પણ આપણામાં શક્તિ ન હોય, બહાદુરી ન હોય, ઈચ્છા ન હોય તો આપણી શાન્તિ એ કેવળ દંભ છે. દંભ એ નાટક છે. નાટકનાં ઢાળેલાં આંસુથી કંઇ જ્ઞાન આવે ?

એટલે: તિલક મહારાજની પૂજા કરવા ઈચ્છનારે સંપૂર્ણ સ્વદેશી વ્રત લીધે જ છુટકો. સ્વદેશી વસ્ત્ર ધારણ કર્યા વિના ભલે કોઇ લોકમાન્યનું સ્મરણ કરે. એ પોપટે પઢેલા ભાગવત જેટલું ફળ આપશે.

(તા. ૧-૮-૨૧ ના નવજીવન પરથી)

# રાષ્ટ્રીય શ્રાદ્ધ

—દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર

પાશ્ચાત્ય ગ્રંથોમાં માણસના જન્મસિદ્ધ હકોનાં વર્ણન આવે છે. આપણા ગ્રંથોમાં મનુષ્યને જન્મથી વળગેલા ઋણની કલ્પના વિશેષ છે. એવાં ઋણ ત્રણ પ્રકારનાં કહ્યાં છે: દેવઋણ, ઋષિઋણ અને પિતૃઋણ. આ સૃષ્ટિમાં આપણે જીવીયે છીયે તે દેવોની કૃપા છે. મેઘરાજા વરસે છે, નદીઓ વહે છે, સૂરજ તપે છે, ખેડુત જમીન ખેડે છે, વણકર વણે છે, ગાય બળદ આપણી

સેવા કરે છે. આમ ક્ષણે ક્ષણે આપણે આખી કુદરતની સેવા લઇ રહ્યા છીયે. જેવી સેવા લઇયે છીયે તેવી જ પોતાને લાયક કુદરત અને સમાજની સેવા કરવી એ દેવઋણ અદા કરવાનો મુખ્ય માર્ગ છે. ગુજરાન ચલાવવા ખાતર આપણને જાણ્યેઅજાણ્યે અસંખ્ય જીવોની હિંસા કરવી પડે છે, એ પણ એક જાતનું દેવઋણ છે. તેનો પરિહાર જ્યાં આપણે રહીયે છીયે ત્યાંનાં પશુપક્ષી અને ભૂતમાત્રને સંતોખીને તેમજ તેમનું રક્ષણપાલન કરીને આપણે કરી શકીયે છીયે. આને જ ભૂતયજ્ઞ કહે છે. સમાજ પાસેથી આપણે સેવા લઇયે છીયે, તેનો બદલો વાળવા ખાતર તેવી જ કંઇ પણ સેવા આપણે કરી છુટીયે એ યજ્ઞ છે. જે ઝાડ તોડે છે, લાકડું વાપરે છે તેણે ઝાડ વાવવાં જોઇયે; જે અનાજ ખાય છે તેણે ખેતીમાં મદદ કરવી જોઇયે; જે કપડાં પહેરે છે તેણે કાંતવું જોઇયે. આમ કરે તે જ માણસ દેવઋણ ફેડી નિષ્પાપ રહી શકે છે. અમુક કુળમાં આપણે જન્મ્યા એટલાથી જ આપણને તે કુટુંબમાં વારસો મળે છે; કેટલાક સંસ્કારો મળે છે, પ્રતિષ્ઠા મળે છે અને કેટલાક આદર્શો સાચવવાની ફરજ પણ માથે આવે છે. આ પિતૃઋણ થયું. કુળપરંપરા ચાલુ રાખી, ટેક જાળવી, કુળધર્મના સંસ્કારોને અને રિવાજોને પોતાની સંતતિને સોંપતા જવું એ પિતૃઋણ ફેડવાનો માર્ગ છે. જે

વિદ્વાન, પ્રાણવાન અને તપસ્વી લોકોએ સમાજને માટે તેમજ આત્મપ્રાપ્તિને માટે ઉચ્ચ આદર્શો ઘડ્યા અને પોતાના તેટલા જ ઉચ્ચ ઉજ્જ્વળ જીવનથી તે આદર્શોને સજીવ ક્ર્યાં, તેમનું ઋણ પણ આપણી ઉપર રહેલું છે. તેમની પાસેથી સંસ્કૃતિનો વારસો આપણને મળ્યો. પ્રજાનું ધ્યેય, પ્રજાનો પ્રાણ અને પ્રજાનો પુરુષાર્થ એ આદર્શદાતાઓને જ આભારી હોય છે. આ ઋણ કઇ રીતે ફીટે? શું તેઓનું કેવળ સ્મરણ કરીને? નામનાની ઇચ્છા તો તેઓને કદિ યે સ્પર્શ કરી શકી નહોતી. તો તેમનું નામ માત્ર ગાવાથી તેમને કેમ સંતોષ થાય? જેમ પિતરો વિષેની આપણી શ્રદ્ધા કેળવવા ખાતર આપણે શ્રાદ્ધ કરીયે છીયે, તેમ આ ઋષિઓનું પણ શ્રાદ્ધ કરવું ઘટે. શ્રાદ્ધમાં શ્રદ્ધેય વ્યકિતનું નામસ્મરણ કરવા ઉપરાંત તેનું તર્પણ પણ કરવાનો વિધિ હોય છે. કુળપરંપરા ચાલુ રાખવાથી પિતરો તૃપ્ત થાય છે, તેમ ઋષિઓ પણ તેમણે આરંભેલા મહત્કાર્યને શ્રદ્ધાપૂર્વક આગળ ધપાવ્યાથી અને તે પૂરૂં કર્યાથી જ તૃપ્ત થાય છે. શ્રી રામચંદ્રે પિતૃવચન પાળી પિતાનું શ્રાદ્ધ કર્યું, અને 'રઘુકુલરીતિ સદા ચલી આઇ, પ્રાણ જાય પણ બચન ન જાઈ' ની પરંપરાને વફાદાર રહી રાજા દશરથનું તર્પણ કર્યું. ઉજ્જડ થયેલી સગરભૂમિને પાવન કરવા સારૂ હિમાલયની ગંગા લઇ આવવાનું કુલવ્રત અનેક પેઢીઓ

સુધી અખંડ ચાલેલું. રાજા ભગીરથે તે પૂરૂં કર્યું અને કુળને દીપાવ્યું. એ જ રીતે ઋષિઓએ અને રાષ્ટ્રીય પુરુષોએ લોકસમાજ આગળ જે આદર્શો રજુ કર્યા તેનું ચિંતન કરવું, તેને આચરણમાં ઉતારવા, તેને દીપાવવા, ખીલાવવા એ દરેક જણની ફરજ છે. એ દરેકની ઉપરનું ઋષિઋણ છે. વિદ્વાન લોકોએ જે જ્ઞાનાગ્નિ સળગાવ્યો તેને ચેતેલો રાખવો, જે વિદ્યાવૃક્ષ વાવ્યું તેને અધ્યયન અધ્યાપન રૂપી પાણીનું સિંચન કરવું, તેનો વિસ્તાર કરવો, એ જ ઋષિઓનું તર્પણ છે. એનાથી જ તેઓ તૃપ્ત થાય. ઋષિઓએ જે યાત્રા આરંભી તે પુરુષાર્થપૂર્વક પૂરી કરવી એ જ ઋષિ-ઋણ અદા કરવાનો શ્રેષ્ઠ માર્ગ છે. કેટલાક ઋષિઓ અખિલ માનવસમાજને માટે સનાતન ધ્યેય આપી દે છે, તેમનું તર્પણ આખી મનુષ્યજાતિએ હમેશાં કરવું ઘટે છે. શ્રી શંકરાચાર્ય, બુદ્ધ ભગવાન અગર તો ઇશુ ખ્રિસ્ત એ એવા પરમ ઋષિઓ છે.

બીજા કેટલાક પોતાના જ જમાનાને માટે અને પોતાના જ સમાજને માટે કોઇ જ્વલંત આદર્શ ઘડવામાં તેમજ પ્રચારવામાં જ પોતાની બધી શકિત ખર્ચનારા–પોતાનું સર્વસ્વ હોમનારા હોય છે. એકાંતમાં બેસી ત્રિકાલને માટે અબાધિત એવા સનાતન આદર્શો ઘડવાની શક્તિ ધરાવવા છતાં કરુણાને બળે પોતાના

જમાનાનીજ સેવામાં પોતાનું જીવન અર્પવું એ ત્યાગ નાનો નથી. આ ત્યાગનું ઋણ પણ સમાજ ઉપર તેટલું જ તાકીદનું હોય છે. દેખાડની હુંડીના દામની પેઠે એ ઋણુને ફેડવામાં વિલંબ ન જ ચાલે.

સ્વરાજ્ય એ આપણો જન્મસિદ્ધ હક છે, એ આપણને શીખવી લોકમાન્ય પરલોક સિધાવ્યા. આખી જીંદગી શરીરસંપત્તિ, બુદ્ધિશક્તિ, ઉદ્યોગ,-નવરાશ, કીર્તિ અપકીર્તિ સર્વ કંઇ સ્વરાજ્યને ચરણે અર્પણ કરવામાં તેમણે ગાળી. ત્રણ તપની અવિશ્રાન્ત તપશ્ચર્યા એક સ્વરાજ્યની જ ખાતર તેમણે કરી. તેમનો ઉત્સાહ અને તેમનો ઉદ્યોગ, તેમનો ક્રોધ અને તેમની ક્ષમા, તેમનો રાગ અને તેમનો દ્વેષ તેમણે સ્વરાજ્યની સેવામાં જ રોકયાં હતાં. આપણે અલબત્ત સ્વરાજ્ય મેળવી શકીયે એ શ્રદ્ધા શ્રદ્ધાહીન લોકોમાં ઉત્પન્ન કરી, દેશદેશાન્તરના ઇતિહાસનું અધ્યયન કરી અને જનતાનું અંતર તપાસી તેમણે સ્વરાજ્યપ્રાપ્તિનાં સાધનો પણ નક્કી કર્યાં. આટલું કરીને બેઠા હોત તોપણ તેઓ આપણી પૂજાના, આપણા તર્પણના અધિકારી બન્યા હોત. પણ તેઓએ તો સ્વરાજ્યની ઉપાસના એકપ્રાણ બનીને કઇ રીતે કરવી એનો વસ્તુપાઠ આપણી સમક્ષ રજુ કર્યો. સ્વરાજ્યની તપશ્ચર્યા એટલે શું એ તેમણે પોતે કષ્ટ વેઠીને આપણને બતાવ્યું.

સ્વરાજ્યતરશ્યો આત્મા કેટલો નિર્ભય, કેટલો નિસ્પૃહ હોવો જોઇયે એનો આદર્શ તેમણે પોતાના જીવનદ્વારા રજુ કર્યો. અગર આદર્શને પ્રાપ્ત કરવા સારૂ ઉત્સાહ પણ તેટલો જ અદમ્ય હોવો જોઇયે એ તેમણે પોતાના જીવનમાં પ્રત્યક્ષ કરી બતાવ્યું. રાષ્ટ્રીય શિક્ષણ વગર પ્રજામાંની અશ્રદ્ધા નીકળી ન શકે એ તેમણે બીજા બધાથી પ્રથમ જોયું. પરદેશી હુમલાઓથી તેમજ આંતરિક કજીયાઓથી નિષ્પ્રાણ બનેલા સમાજમાં પ્રાણ રેડવા માટે ભાષણ તેમજ લેખ દ્વારા લોકજાગૃતિ કરવી જોઇયે, એ ઓળખી તે કામ તેમણે ઉપાડી લીધું. પરાઇ હકુમત શારીરિક, આર્થિક અને નૈતિક પરાધીનતા જ પેદા કરે અને વધારે, એ જાણી સંસાર-સુધારામાં, કેળવણીમાં, વેપારમાં કે રાજપ્રકરણમાં સરકારનો સંબંધ જેટલો ઓછો તેટલા આપણે વધુ સલામત, એ વાત તેમણે પરોવી દીધી. 'પરદેશી માલ એટલે પરતંત્રતા' એવું ટુંકું છતાં સચોટ અર્થશાસ્ત્ર તેમણે પ્રજાને ભેટ કર્યું. 'આપણે ચલાવીયે છીયે તેથી જ આ રાજ્ય ચાલી રહેલ છે, આપણામાં શકિત આવતાં વેંત આ ચાલતું ગાડું બહિષ્કાર રૂપી ખુંટી મારીને ઉભું રાખવું જોઇયે', એ રાજ્યપ્રકરણ તેમણે પ્રજાને પઢાવ્યું, અને सर्व धर्मान् परित्यज्य એક સ્વરાજ્યની જ સેવામાં લાગો એ અનન્યભાવી સેવામંત્ર તેમણે પ્રજાને ઠસાવ્યો. પ્રજામાં ધર્માધર્મને વિષે

શંકા જોઈ ગીતાશાસ્ત્રનું રહસ્ય પોતાના ચાળીશ વર્ષના અધ્યયનના સારરૂપે તેમણે પ્રજાને સમર્પ્યું.

આવા આ રાષ્ટ્રઋષિનું શ્રાદ્ધ કરવાનો આજે અવસર આવ્યો છે. જેમણે સ્વરાજ્યનું ધ્યાન કરતાં કરતાં જ દેહ છોડયો, જેઓ સ્વદેશીના ચુસ્ત હિમાયતી અને બહિષ્કારના આચાર્ય હતા, તેમનું તર્પણ આજે પ્રજાએ કેવી રીતે કરવું એ સમજાવું મુશ્કેલ ન જ હોય. લોકમાન્ય પ્રત્યેનું આપણું ઋણ અંશતઃ ફેડવા માટે તેમનું પુણ્યશ્લોક નામ ઉચ્ચારી આજે આપણે સ્વદેશીની દીક્ષા લેવી ઘટે. બહિષ્કારના આચાર્યના શ્રાદ્ધને દિવસે આપણી પાસેના પરદેશી કાપડની હોળી કરી આપણે પાવન થવું ઘટે. જે દારૂની જીવલેણ બદી દફનાવવા માટે કાયદાનો ભંગ કરવો પડે તોપણ કરવો, જેલ જવું પડે તોપણ જવું અને જાન આપવી પડે તો તે પણ આપવી, એમ તેમણે ચૌદ વરસ પહેલાં કહેલું. તે બદીને જો આપણે ન દફનાવી શકીયે તો આપણે લોકમાન્યના સ્મરણને શું કરવું ? જ્યાં સુધી આ દારૂનાં પીઠાંઓ છડેચોક દેશમાં ચાલી રહ્યાં છે, જ્યાં સુધી દેશમાં પરદેશી કાપડ આયાત કરનારાઓ અને પહેરનારાઓ બાકી છે અને જ્યાં સુધી આ જ વર્ષે સ્વરાજ્ય સ્થાપવાની ધગશ આપણામાં નથી ઉત્પન્ન થઈ, ત્યાં સુધી લોકમાન્યનું

શ્રાદ્ધ આપણે કયા હાથે કરીએ? ત્યાં સુધી લોકમાન્યનું ઋણ આપણી ઉપર રહેવાનું જ. હિન્દુસ્તાન માટેની લોકમાન્યની તપશ્ચર્યા એટલી તો ભારે છે કે એમના ઋણનો ભાર એક વર્ષને માટે પણ હિન્દુસ્તાન માથે રાખી શકે નહિ.

(તા. ૧-૮-૨૧ના નવજીવન પરથી)

# લોકમાન્ય

—સ્વામી આનન્દાનન્દ

પ્રભાતની લાલ છટા જ્યારે પૂર્વમાં પ્રગટે છે ત્યારે આખી જીવસૃષ્ટિમાં ચેતન્ય સંચરે છે ને તે પ્રફુલ્લિત થાય છે. બાલરવિનાં અરુણકિરણ સૃષ્ટિ ઉપર ફેલાશે અને જીવલેણ ટાઢ લજ્જિત થઈ નાસી જશે એવી શ્રદ્ધા સૌકોઇના હૈયામાં સ્ફુરે છે, અને નાનાં મોટાં બધાં પક્ષીઓ આકાશ ભણી ઉડી અતિ આનન્દથી નાચે ગાય છે. છતાં એકલા ચંડોલને જ સૂર્યોદયનો પ્રતિહારી કેમ ગણ્યો?

કારણ ચંડોલમાં દિવ્ય દૃષ્ટિ અને એથી યે દિવ્યતર શ્રદ્ધા હોય છે. આખી રાત કકડતી ટાઢને લીધે અધમૂઇ થયેલી જીવસૃષ્ટિ જ્યારે નિરાશાથી

હતાશ થવા આવી હોય છે, રાત વીતી જશે–સૂર્યોદય થશે–એમ કોઇ સનાતન અનુભવ ઉપરથી કહે તો-પણ જ્યારે કોઇ તે માનવાને તૈયાર નથી થતું, ટાઢને લીધે અને અંધકારને લીધે જ્યારે પ્રાણ પોતાનું અસ્તિત્વ જ ભૂલી ગયેલો હોય છે અને ઉડવાનો તો કોઇ શબ્દસરખો ઉચ્ચારતું નથી એવે વખતે ચંડોલ એ ટાઢ સામે લડીને પોતાની પાંખ ફફડાવીને ગગનમાં ઉડ્ડાણ કરે છે. પૂર્વ કઇ અને પશ્ચિમ કઈ એનું ભાન પણ જ્યારે બીજાં બધાં ભૂલી ગયેલાં હોય છે એવે વખતે તે અચૂક પૂર્વની દિશા પકડે છે.

લોકોને જ્યારે અંધકાર સિવાય બીજું કશું છે જ નહિ એવી ખાત્રી લાગતી હોય છે—એ જ પરમ સત્યરૂપે ભાસતું હોય છે–ત્યારે ચંડોલ દૂર દૂર–વાતા-વરણની પછવાડે, ઉષાની પણ પેલીપાર–ચળકતો સૂર્ય દેખે છે અને વિશ્વાસની વાણીથી તે સ્વાગતમંત્ર ગાવા માંડે છે. દ્વિજ માત્ર તેને હસે છે, પણ ચંડોલની શ્રદ્ધા કદિ ચળે ખરી? જેમ જેમ તેની હાંસી થાય છે તેમ તેમ તેના હૈયામાં શ્રદ્ધા વધતી જાય છે અને તે વધારે ને વધારે જોરથી આકાશયાત્રા કરે છે. જેમ જેમ વાદળો ઘેરાતાં જાય છે અને પરલોકના તારાઓ પણ લપાવા લાગે છે તેમ તેમ તે પોતાની દિશાને વળગી રહીને આગળ જ ધપ્યે જાય છે.

હવે તે એટલો બધો ઉંચે ગયેલો હોય છે કે બીજાં પક્ષીઓએ એની કરેલી હાંસી અને નિંદા તેને પહોંચી શકતી નથી. સૂર્યોદય વિષે કરેલા સાધક-બાધક તર્કો તેનાથી સહન થતા નથી. તે કહે છે:

**સૂર્યોદય મારા અંતરમાં છે**
**તેથી તે પ્રગટ થવો જ જોઇયે !**

કેટલાંક પક્ષીઓ તેનું માને છે, કેટલાંક નથી માનતાં. જેમ જેમ કાળ વીત્યે જાય છે તેમ તેમ બન્ને પક્ષની શ્રદ્ધા ખૂટે છે. સૂર્યોદયને વિષે શ્રદ્ધાવાળો તે એકર્ષિ એકલો જ માર્ગ ક્રમે છે.

એકાએક પ્હો ફાટે છે. શ્રદ્ધાળુ તેમજ અશ્રદ્ધાળુ બન્ને નરી આંખે તે જોઇ શકે છે અને સૂર્યોદય વાર્તાલાપમાં 'વહેવારૂ વિષય' તરીકે સૌકોઇ દ્વારા સ્વીકારાય છે. કૃતજ્ઞબુદ્ધિથી બધા તે વિહગમાન્ય ચંડોલને 'ચંડોલ, ચંડોલ' કરીને પોકારે છે. પણ તે ચંડોલ ક્યાં ? ગયો તે આ દુનીયા છોડીને સૂર્યલોકમાં. હવે તે સૂર્યોદયના ઉપાસક તરીકે રહ્યો નથી. તે તો સૂર્યમંડળમાં ભળી ગયો. શું તે એટલો નિષ્ઠુર હશે કે તેણે પોતાનો વિહગવૃંદ છોડી દીધો? ના. જતા પહેલાં તેણે પોતાના ભાઇઓને એક અમૂલ્ય દીક્ષા સોંપી દીધી છે, પોતાની શ્રદ્ધા બધાના હૃદયમાં રેડી દીધી છે કે 'સૂર્યોદય મારા અંતરમાં

વસે છે તેથી તે બહાર પ્રગટ થવો જ જોઇયે.' આથી જ આજ સૂર્યોદય અને ચંડોલનાં નામ એક જ સૂત્રમાં ગ્રથિત થયેલાં છે.

આજે આપણે સ્વરાજ્યનું આવાહન કરી રહ્યા છીયે. આખા રાષ્ટ્રે જાણે સ્વરાજ્યનું યજ્ઞકંકણ બાંધ્યું છે. આ યજ્ઞમાં જોઈતી આહુતી આપવાને આપણે તૈયાર થયા છીયે. એક વરસની અંદર આપણી શ્રદ્ધા ત્રિવિક્રમની ગતિથી વધતી આપણે જોઇ રહ્યા છીયે. ત્રીસ વરસ ઉપર પણ સ્વરાજ્યની ઝાંખી કેટલાને થયેલી ? હિન્દી રાષ્ટ્રના આત્મા ઉપર, હિન્દી સંસ્કૃતિ ઉપર અને હિન્દુસ્તાનના ભાવી ઉપર કેટલા લોકો શ્રદ્ધા રાખી શકતા હતા ? જે થોડા હતા તેમના અગ્રણી પ્રાતઃસ્મરણીય લોકમાન્ય તિલક હતા.

૧૮૯૭–૯૮માં જ્યારે આ દેશમાં મરકીએ પહેલવહેલો પગ મુકયો ત્યારે પૂણામાં જેની જેની પાસે દ્રવ્ય અને સાધન હતાં તે બધા જેને જેમ ફાવ્યું તેમ નાઠા. તિલક જ એક લોકો વચ્ચે શહેરમાં જ જેમના તેમ રહ્યા. તેમણે લોકોને માટે એક દવાખાનું ખોલ્યું; અને ઘણીવાર પોતે બેવારસ મુડદાંઓને અગ્નિદાહ દેવા સ્મશાને જતા. આજે લાંબી ઘરવટને લીધે આપણે મરકીની ઝાઝી બીક ન રાખતા થયા છીયે. પણ શરૂઆતમાં પ્લેગની દહેશત

લોકોમાં કેટલી પેઠેલી એની યાદ જેમને છે તેઓ જ આ વીરવૃત્તિની કિંમત આંકી શકશે.

મરકીની બીક વિષે જે સાચું છે તે જ સરકાર તરફની સખ્તીને વિષે સાચું છે. આજે જેલમાં જવું પ્રજાને મન એકાદ ઉત્સવ સમું થઇ પડ્યું છે. પણ આ સ્થિતિ કોણે કરી મુકી? આજે રાષ્ટ્રીય પક્ષમાં જેઓ જૂના જોગી મનાય છે એવા મતિમાન લોકોએ પણ લોકમાન્યને માફી માગવાની સલાહો આપેલી! પચીસ વરસની અંદર આજે ક્ષુદ્રમાં ક્ષુદ્ર માણસ પણ બીકને કારણ માફી માગવા તૈયાર થવા જેટલો દુબળો રહ્યો નથી. પચીસ વરસ પહેલાં જ્યારે ભણેલા બધા એમ જ માનતા હતા કે હિન્દુસ્તાનના ઇતિહાસે ૧૮૫૭માં જ પ્રાણ છોડી દીધા, હવે આપણે ગોરાઓના ઇતિહાસોમાંથી જ પ્રાણદાયી પ્રેરણા મેળવવાની ત્યારે લોકમાન્યે શિવાજીઉત્સવ શરૂ કરીને જાણે હિન્દી ઇતિહાસનું પુનરૂજ્જીવન જ કર્યું. અને એ વસ્તુ કંઈ સહેલી નહોતી. શિવાજીઉત્સવની પાછળ મુસલમાનો પ્રત્યેની દ્વેષવૃત્તિ છે એમ લોકોને શીખવવામાં આવ્યું, અને લોકોએ કેટલોક કાળ તે માન્યું પણ ખરૂં. કેટલોક કાળ શું? છેક લખનૌની મહાસભામાં હિન્દુમુસલમાન વચ્ચે સંપ સાધવા ખાતર મુસલમાનો માગે છે તેટલો અધિકાર આપવા હું તૈયાર છું—એથી

પણ વધુ આપુ–એમ લોકમાન્યે જાહેર કર્યું ત્યાં સુધી તેમનામાં મુસલમાનોનો દ્વેષ નથી જ એ વાતની કેટલાકોને ખાત્રી નહોતી થઈ! . . .

આજ અસહકાર કરનારા આપણે જ્યારે હજુ હમણાં હમણાં સુધી સરકારની મદદથી સંસારસુધારો કરવા મથતા હતા ત્યારે ‘લોકમતને બળે સંસારસુધારો કરો, સરકારની મારફતે કરીને સરકારની પ્રતિષ્ઠા વધારો નહિ’ એમ કહેનાર તો લોકમાન્ય જ નીકળ્યા હતા. આ કામ પણ કાંઇ ઓછું કલેશકારક નહોતું. સુધારાવાળાઓએ બૂમરાણ મચાવ્યાં કે તિલક સંસાર-સુધારાના શત્રુ છે. છતાં તેઓ તો આગળ જ ધપ્યે ગયા. આજે લોકમાન્યના અવસાન પછી શાન્ત વૃત્તિથી તેમના જીવનનો આપણે વિચાર કરીયે છીયે ત્યારે સ્વરાજ્યને માટે અને દેશને દિશા દેખાડી દેવા માટે તેમણે શું શું કર્યું એ જોઇ જોઇ અંતર ઉભરાઇ આવે છે. તેમના બધા માર્ગો આપણે અખત્યાર ન કરીયે, કેટલીક બાબતોમાં તેમના કરતાં આજે આપણે વધારે દૂર સુધી જોતા થયા હોઇશું છતાં આપણે એ ધ્યાનમાં રાખવું જોઇયે કે આપણે તેમના ખભા ઉપર ઉભા રહીને જ ઉંચા થયા છીયે. તેમણે માર્ગ સાફ કરી આપ્યો તેથી જ આપણે જોસભેર ચાલી શકયા છીયે.

અને આપણે આજે સ્વરાજ્યના માર્ગ પણ કયા નવા કાઢયા છે? લોકમાન્ય તિલકે પોતાના ઉપદેશમાં

સ્વરાજ્યની બધી શરતો અમલમાં મુકી હતી. સરકારી નોકરીનો મોહ તેમણે પહેલેથી જ રાખ્યો નહિ. સરકારી ઇલકાબ તો તેમની પાસે આવવાની હિમ્મત જ શાના કરી શકે? તેઓ પોતે એલએલ. બી. થયા છતાં વકીલાતનો ત્યાગ કરવા વકીલાત જ કરી કયારે? અને રાષ્ટ્રીય શિક્ષણની કલ્પના તો એમના જ જીવનમાં પરિણુત થઈ છે. તેમણે પોતાના જાહેરજીવવની શરૂઆત જ પ્રજાકીય શિક્ષણના પ્રયત્નથી કરેલી. તેમણે ન્યુ ઈંગ્લિશ સ્કુલ અને ફરગ્યુસન કૉલેજ સ્થાપન કરીને તેમાં પોતાનું જીવન અર્પણ કરેલું. આ સંસ્થાઓમાં રાષ્ટ્રીયત્વ પૂરતું કેળવાય નહિ એમ જ્યારે તેમણે જોયું અથવા એમ કહીયે કે રાષ્ટ્રીય શિક્ષણની તેમની કલ્પના જ્યારે વધારે ચોકસ થઇ, ત્યારે તેમણે સમર્થ વિદ્યાલયને તળેગામમાં લાવી સારા પાયા ઉપર મુકવાનો પ્રયત્ન કર્યો. મદ્યપાન-નિષેધની હીલચાલ પણ મૂળ એમની જ શરૂ કરેલી, અને તે હીલચાલમાં કેટલી પ્રજાશુદ્ધિ રહેલી છે તેમજ સરકારના સાંધા અકળાવી દેવાની કેવી કુંચી રહેલી છે એનો ખ્યાલ તેમણે પ્રજાને આપી દીધેલો. સ્વદેશી હીલચાલનો જન્મ તો મહારાષ્ટ્રમાં જ થયો. અને સ્વદેશી થવું એટલે પોલીસની નોંધપોથીમાં નામ નોંધાવવું એવો જ અર્થ એ દિવસોમાં થતો.

લોકમાન્યે સ્વદેશી અને બહિષ્કારની સ્વરાજ્યની કુંચી તરીકે રાષ્ટ્રને ભેટ કરેલી.

પોતાના 'કેસરી' મારફતે ત્રીશ વરસ સુધી તેમણે પ્રજાને એક જ ચોકસ દિશામાં રાજદ્વારી કેળવણી આપી. આપણી હીલચાલ પ્રજાને ઉદ્દેશીને હોવી જોઇયે, રાજ્યકર્તાઓની દાનત ખોટી છે, તેમની પાસેથી કશું મળી શકે નહિ, માટે પ્રજાને જ કેળવી તૈયાર કરવી, એ એમનો મૂળથી જ સિદ્ધાન્ત હતો. છ વરસનો છેલ્લો કારાગ્રહવાસ ભોગવ્યા પછી તેમણે જોયું કે પ્રજાની અકર્મણ્યતા દૂર કરવા સારૂ આમવર્ગના હૃદયમાં ઘર કરી બેઠેલી ફીલસુફી–જીવનદષ્ટિ–બદલવી જોઇયે અને લોકોને સંઘટિત કરવા જોઇયે. પહેલું કામ તેમણે ગીતારહસ્ય જેવો મહાભારત ગ્રંથ લખીને પાર પાડ્યું, અને બીજો ઉદ્દેશ ' સ્વરાજ્ય–સંઘ ' સ્થાપીને. ગીતા-રહસ્ય એ કાંઇ રાજકીય ગ્રંથ નથી, શુદ્ધ ધાર્મિક ગ્રંથ છે; છતાં તે લખવામાં લોકમાન્યનો રાષ્ટ્રીય હેતુ નહોતો એમ કોઇથી નહિ કહેવાય. સ્વરાજ્ય–સંઘ સ્થાપવામાં મિસિસ બેસંટની તેમને ઠીક મદદ મળી અને તેમણે ઉદારતાથી તે સ્વીકારી પણ ખરી.

આમ આજે આપણે સ્વરાજ્યને માટે જે જે કરવા માગીયે છીયે તે તે બધાનો સૂત્રપાત આપણે લોકમાન્યના જીવનમાં જોઈ શકીયે છીયે. કેટલીક

વસ્તુઓ અસ્પષ્ટ હશે, કેટલીક બીજરૂપે હશે, છતાં તે બધી—એકેએક—લોકમાન્યના જીવનમાંથી જડે છે. આપણો અનુભવ જેમ જેમ વધતો ગયો તેમ તેમ આપણે તેમની તે વસ્તુઓને વધારે મૂર્ત—વધારે નિર્મળ કરતા ગયા છીયે; પણ વસ્તુઓ તેની તે જ છે. ના૦ ગોખલે કેંકવાર કહેતા કે હિન્દુસ્તાનની સફળ સેવા કરવાનું ભાગ્ય ભવિષ્યમાં કોઇ હિન્દસેવકોનું હશે; આપણે તો આપણી નિષ્ફળતાઓથી જ હિન્દની સેવા બજાવીને પોતાને કૃતાર્થ માનવાનું! લોકમાન્યે પણ સ્વરાજ્યસિદ્ધતાની બધી તૈયારીઓ કરવામાં પોતાનું આખું આયુ ખરચ્યું. તેમની પ્રતિભા, તેમની શકિત, તેમની બુદ્ધિમત્તા અનંતગામી હતી, છતાં તેમણે અન્ય સર્વ મોહ ત્યાગી પતિવ્રતાની પેરે એક સ્વરાજ્યની જ ઉપાસના કીધી. તેમનું જીવવું અને તેમનું મરવું સ્વ-રાજ્યને માટે જ હતું. તેમની આ અવ્યભિચારિણી ભક્તિને લીધે જ આજે 'તિલક' શબ્દ સ્વરાજ્યવાચી થઇ ગયો છે. એથી જ સ્વરાજ્ય માટે લોકોને હાથે થનારા પ્રયત્નો આપણે કૃતજ્ઞબુદ્ધિથી લોકમાન્યને નામે ઓળખાવવા માગીયે છીયે. રાષ્ટ્રીય મહાસભાને લોકમાન્ય બનાવવાને સારૂ તેમણે ભગીરથ પ્રયત્નો કર્યા, તેથી રાષ્ટ્રીય મહાસભા પણ આજ જે જે કંઇ અસાધારણ કામો કરે તે તે લોકમાન્યના તર્પણરૂપે કરે એ જ યોગ્ય છે.

ભગીરથનું નામ લેતાં સગરવંશના ઉદ્ધારનો ઇતિહાસ યાદ આવે છે. સગરવંશના ઉદ્ધાર માટે સ્વર્ગની ગંગા લાવવાનો પ્રયત્ન એકસરખો ત્રણ પેઢી સુધી ચાલેલો. ભગીરથને વિજય મળ્યો, પણ તેથી એના પૂર્વજોની તપસ્યા કંઇ ઓછી ન ગણાય. સ્વરાજ્ય મેળવવા માટે લોકમાન્યે જે કષ્ટ સહન કર્યાં, જે શારીરિક, માનસિક અને કૌટુમ્બિક દુઃખો વેઠયાં તેટલાં ભાગ્યે જ કોઇએ વેઠયાં હશે. નિંદા, અપમાન અને વિપર્યાસનો તો એમના ઉપર આજીવન વરસાદ વરસતો રહ્યો. આજે એમના કષ્ટ કરતાં વધારે કષ્ટ વેઠવાં પડે તો પણ આપણે તૈયાર છીયે ખરા; પણ તે કષ્ટ સાથે સફળતાનું પણ કંઇકે આશ્વાસન આજે આપણી સામે છે. લોકમાન્યની સામે તો નરાં કષ્ટ જ હતાં. સમુદ્ર-મંથનમાં બધા દેવોએ મહેનત કરી અને અમૃત સાથે કોઈ ને કોઇ સુંદર રત્ન મેળવ્યું, પણ મહાદેવને ભાગે તો માત્ર શ્રમ અને હાલાહલ જ હતાં. મહાદેવને ન મળ્યું કંઇ રત્ન કે ન મળ્યું અમૃતનું બિન્દુ; તેઓ તો ફકત હાલાહલના જ ભાગી થયા: અને હજી યે હાલાહલ એમના કંઠમાં વિરાજે છે. 'નીલકંઠ' એ સ્પૃહણીય છતાં અદેખાઈ ઉત્પન્ન ન કરે એવું પદ તેમણે મેળવ્યું. અમૃતપાન વગર તેઓ અમર છે, સ્વયંભૂ છે અને સનાતન છે. બધા દેવોમાં તે મહાદેવ છે.

સ્વરાજ્ય મેળવવા પણ અસંખ્ય લોકોએ શ્રમ વેઠયા હશે, પ્રજાના હૃદયમાં અનેઇતિહાસના પાનામાં દરેકને મોટું કે નાનું સ્થાન હશે, પણ એ સ્વરાજ્યનો આખો ઇતિહાસ તો રાષ્ટ્ર લોકમાન્યને જ ભક્તિભાવથી સમર્પણ કરશે; પછી એમને નામે આજે આપણે એકએક રૂપીયો આપી દઇયે એ તો ક્ષુદ્ર વાત છે. આજે આપણે સ્વરાજ્યયાત્રાની શરૂઆતક રીયે છીયે, માટે સ્વરાજ્યના પ્રથમ જાત્રાળુ તરીકે લોકમાન્ય તિલક મહારાજનું સ્મરણ કરી આપણે આપણી યાત્રા શરૂ કરીયે.

(તા. ૧૦-૪-૨૧ ના નવજીવન પરથી)

# તિલક ગાંધી બેઉ બરાબર

—ગાંધીજીની શિક્ષા ઉપર 'કેસરી'એ લખેલો લેખ.

સને ૧૯૦૮માં લો૦ તિલક ઉપર રાજદ્રોહનું કામ ચાલ્યું અને જજ દાવરે તેમને છ વરસ કાળાપાણીની સજા કરી. એ જ પ્રસંગ આજે ચૌદ વરસ પછી મહાત્મા ગાંધીજી પર તેવો જ કેસ ચાલીને

થયેલી છ વરસની સજાથી ફરી એકવાર આવેલો જોયો છે. અસાધારણ પ્રસંગોની પુનરાવૃત્તિ પણ કાળાંતરે જ થાય છે. લોકમાન્ય તિલક અગર મહાત્મા ગાંધી જેવી વ્યક્તિઓ પામવાનું ભાગ્ય હરકોઇ રાષ્ટ્રને રોજરોજ પ્રાપ્ત નથી થતું, અને રાષ્ટ્રના ભાગ્યયોગને જે ન્યાય લાગુ છે તે જ હાનિયોગને પણ લાગુ છે.

લોકમાન્ય તિલક પર ચાલેલા ૧૯૦૮ના મુકદ્દમા પછીનાં આ ચૌદ વરસ દરમ્યાન પણ હિન્દુસ્તાનમાં રાજદ્વારી નીતિ અગર નિયતિનું ચક્ર ચાલુ જ હતું. આ અવધિમાં હજારો હિન્દી લોક પર સામાન્ય તો શું પણ રાજદ્વારી મુકદ્દમા પણ ચાલ્યા, હજારો લોક જેલ ગયા, અનેકને સખત કેદની અને લાંબી મુદ્દતોની સજાઓ પણ થઇ. આ બધું છતાં ગયા શનિવારે ફેંસલો થયેલા મહાત્મા ગાંધીજીના મુકદ્દમા સુધી બીજા કોઇ પણ મુકદ્દમાએ લો૦ તિલકના મુકદ્દમાની આવી યાદ દુનીયાને આપી નથી. સને ૧૯૦૮ના મુકદ્દમાથી લોકમાન્ય તિલકને અગર તો હિન્દુસ્તાન દેશને વ્યક્તિશઃ નુકસાન થયું કે લાભ, એ પણ ઠરાવવું અઘરૂં છે. આવા દેખીતા નુકસાનને કંઇ ને કંઇ ગૂઢ લાભ જ ગણવો એ વાત એકલા અમે ભ્રમમાં રહી કહીયે છીયે એવું નથી. કારણ પોતાની વયને બાવનમે વરસે છ વરસને કાળેપાણીએ નીકળેલા

ખુદ લોકમાન્યે પણ જજ દાવરને ઉદ્દેશીને જે આખરનાં વેણ ઉચ્ચાર્યાં તેમાં તેમણે એવું જ કહેલું કે 'મારા ઉપર આવેલા સંકટથી દેશનું અધિક કલ્યાણ થાય એવો જ ઇશ્વરનો ઘરનો સંકેત જણાય છે, ત્યાં મારા જેવા નિરપરાધી માણુસને થયેલ અન્યાયનું મને લગીરે દુ:ખ નથી થતું.' લગભગ એ જ વાત મહાત્મા ગાંધીજીએ પણ જજ બ્રૂમફીલ્ડ પાસે તેનાથી આપી શકાય તેટલી વધુમાં વધુ સજા પોતાને આપવાની માગણી કરતાં કહી.

પણ આ ચૌદ વરસની જૂની યાદ આજે એકલી પ્રજાને જ આવે છે એમ નથી. સરકારને પણ તેમાં તેટલી જ અપૂર્વતા દેખાઇ હોવી જોઇયે. આનો પુરાવો એ જ કે સરકારના પોતાના—એટલે કે ગાંધીજીને સજા ફરમાવનાર અમદાવાદના જજ બ્રૂમફીલ્ડ સાહેબના મ્હોંએથી પણ એ યાદ નીકળી છે. "તમારી જોડે સરખાવી શકાય એવો આરોપી આજ સુધી મારી સન્મુખ આવ્યો નથી અને ભવિષ્યમાં કદિ આવવાનો ઝાઝો સંભવ નથી" એમ કહી પોતાપુરતી તો તેણે અપૂર્વતાની કબૂલાત આપી જ. જજ દાવરને પણ લગભગ એમ જ કહેવું પડેલું. ન્યાય વહેંચવાનું કામ તો હજારો યહુદી ન્યાયાધીશોએ કર્યું હશે, પણ ઇશુ ખ્રિસ્ત જેવા આરોપીનો ઇન્સાફ કરવાની તક એકલા પાઇલેટને જ

મળી ! અને જે અપૂર્વ માન જજ હાવરને લો૦ તિલકના મુકદ્દમાથી મળ્યું તે જ ચૌદ વરસે ફરી એકવાર જજ બ્રૂમફીલ્ડને મળવા માટે તો તેના મુખમાંથી એવા ધન્યતાના ઉદ્ગાર નીકળે એમાં આશ્ચર્ય પણ શું ?

પણ આ બે ન્યાયાધીશોના ભાગ્યયોગના કરતાં પણ બીજી અનેક રીતે સમાન એવા આ બે મુકદ્દમાઓની યાદ આવતાં હરકોઇના મનમાં એક પ્રકારના અકલ્પિત જ્ઞાનનો પ્રકાશ પડ્યા વગર રહેતો નથી. જેટલું જ્ઞાન તેટલું બધું સમાનતા અને વિરોધ એ બે તત્ત્વોની મદદથી જ મળનારૂં હોવાથી આ બે મુકદ્દમાઓની બાબતમાં પણ સમાન અંગ કયાં અને વિરોધી કયાં એનો વિચાર એની મેળે જ આવી ખડો થાય છે. એકલી છ વરસની સજા એટલું જ સરખાપણું આ બે મુકદ્દમાઓ વચ્ચે હોત તો જજ બ્રૂમફીલ્ડને લો૦ તિલકની યાદ ઘણુંકરીને આવત નહિ; પણ એ મુકદ્દમાના જેવો જ હુબેહુબ આ મુકદ્દમો, એ અલૌકિક પુરુષના જેવો જ આ પણ અલૌકિક પુરુષ અને લોકમાન્ય તિલકની પેઠે જ મહાત્મા ગાંધીને પણ દેશના રાજપ્રકરણમાંથી છ વરસને સારૂ ઉપાડી દૂર મુકવાની સરકારને જરૂરઃ આમ બધી વાતના સરખાપણાને લીધે જ જજ સાહેબને જૂની વાત યાદ આવી, અને

એ જૂના કિસ્સા પ્રમાણે જ પોતાની બધી બાબતમાં કામ લેવાય એ વાતની તેમણે ખાસ સંભાળ લીધી તથા તેવું મ્હોડે બોલી પણ બતાવ્યું.

ઉપરઉપરથી જોનારને લો૦ તિલકના એ અને મહાત્મા ગાંધીના આ મુકદ્દમાના એકંદર વાતાવરણમાં પરસ્પર વિરોધી બાબતો જ વધારે નજરે પડશે. તિલક મૂળથી સ્વભાવે અસહકારી વલણના; ગાંધીજી મૂળથી જ સ્વભાવે સહકારી વૃત્તિના. તિલકે અદાલતમાં પોતાનો બચાવ કર્યો; ગાંધીજીએ ગુન્હો એક વારને બદલે હજાર વાર કબૂલ કર્યો. તિલક ઉપરનો આરોપ અત્યાચારને ઉત્તેજન આપ્યાનો હતો; ત્યારે ગાંધીજી ઉપર એવો કશો આરોપ મુકવામાં આવ્યો નહિ, એટલું જ નહિ પણ ‘ તમે મહા શાંતતાવાદી, તમે અત્યાચાર કે ખૂનામરકી અટકાવવા બની તેટલી મહેનત કરી’ એવું જજ બ્રૂમફીલ્ડે ગાંધીજીને સર્ટિફિકેટ આપ્યું! તિલકે ગુન્હામાં રજુ કરવામાં આવેલું આરોપિત કૃત્ય કરવાનો પોતાનો કશો જ ઉદ્દેશ નહોતો એમ સાબિત કરવા પ્રયત્ન કર્યો; ત્યારે ગાંધીજીએ ‘મેં જાણીજોઇને વિચારપૂર્વક આ ગુન્હો કર્યો છે’ એવું આગ્રહપૂર્વક પ્રતિપાદન કર્યું. તિલકે અગાઉ પણ પોતે કદિ આવો ગુન્હો કર્યો નથી એવું કહ્યું; ત્યારે ગાંધીજીએ ‘અને તમે મને અત્યારે અહીંથી

છોડી મુકશો તો વળી પાછો પણ આનો આ ગુન્હો હું કરતો જ રહેવાનો' એવી જજને નોટીસ આપી! તિલકે ઇન્સાફનું કામ આઠ દિવસ ચાલુ રખાવ્યું; ગાંધીજીએ પોતાની તરફથી દસપાંચ મિનિટથી પણ વધુ વખત લીધો નહિ. તિલક મનથી નિર્ભય હતા, તથાપિ સરકારે મુકદ્દમો ઉભો કરીને પોતાના કાર્યમાં પથરો નાંખ્યો એ સારૂ સરકાર ઉપર બળી રહ્યા હતા; ત્યારે ગાંધીજી સરકારને મારા ઉપર કામ ચલાવવાનું કેમ હજુ મુહૂર્ત મળતું નથી એવો પોકાર ઉઠાવી, જો પોતે પકડાય તો લોકોએ શું શું કરવું એનું છડેચોક વિવેચન કરતા હતા. તિલકનો ન્યાય કરનાર જજ દાવરે 'તમારૂં ભેજું ઘણુંકરીને કોહી ગયું હોવું જોઇયે' એવા અભદ્ર અને કડવાઝેર શબ્દોથી લો૦ તિલક ઉપર અગ્નિવર્ષાવ કરવાનો પ્રયત્ન કરેલો; ત્યારે ગાંધીજીને જજ બ્રૂમફીલ્ડ સાહેબે 'તમે લાખો લોકના નેતા, મહાન દેશભકત અને સાધુ સમાન સદાચરણી છો' એવાં શીતળ સુગંધી વાક-પુષ્પોથી જેલમાં મોકલતાં તેમનો માર્ગ ખુશનુમા કર્યો. સજા સાંભળ્યા પછી તિલકે અન્યાય થયો એમ કહ્યું; ત્યારે ગાંધીજીએ તે જ સ્થિતિમાં 'તમે કાયદેસર ન્યાય કર્યો જ, પણ સજા પણ ઘણી જ હળવી ફરમાવી' એવી ન્યાયાધીશને શાબાશી આપી. તિલકે ન્યાય-કોર્ટમાં આખરના ઉદ્દગાર દેશને સારૂ આશી-

વાદના પણ સરકારને સારૂ શાપના એવા જ કાઢ્યા; ગાંધીજીએ આખરના શબ્દો સૌની સાથે સરકારને સારૂ પણ વિવેક અને શુભેચ્છાના જ કાઢ્યા. લોકમાન્યનો મુકદ્દમો પૂરો કરવાને કંટાળેલા જજને રાતના દિવસ કરી વિજળીના દીવા કરવા પડયા; ત્યારે ગાંધીજીના કુશળ સંક્ષેપને પ્રતાપે તેમનો મુકદ્દમો બપોર પહેલાં જ ખલાસ થઇ ડાયરીમાં બાકી બચેલા દિવસમાં શું કામ કરવું એની જ જજ સાહેબને ચિંતા થઈ પડી! તિલક મહારાજનો મુકદ્દમો પૂરો થયો ત્યારે પ્રસંગની ભયાનકતા વધારવા જ કે કોણ જાણે, પણ મેઘરાજાએ મુશળધાર વરસાદ શરૂ કરેલો; જ્યારે ગાંધીજીનો મુકદ્દમો પૂરો થયો ત્યારે સૂર્ય સોળે કળાએ તપતો હતો. તિલકને અદાલતમાંથી લઈ જતાં વિજળીના ઝબકારાની પેઠે તેમને એક ક્ષણમાં લોકોની આંખ આગળથી ખસેડવામાં આવ્યા; ત્યારે ગાંધીજીને તુરંગમાં લઇ જતા પહેલાં લોકોને તેમનાં પેટ ભરી-ભરીને દર્શન કરવા દેવામાં આવ્યાં, અને તેમના ઇષ્ટમિત્રોનો તો તેમની આસપાસ દરબાર જ ભરવા દેવામાં આવ્યો! તિલક મહારાજને સજા થયા પછી મુંબાઈમાં એક અઠવાડીયા સુધી રમખાણોને લીધે ગોળીબાર ચાલુ હતો; જ્યારે ગાંધીજીની સજા પાછળ અમદાવાદનું એક રૂંવાડું પણ આમથી તેમ ફરકયું નહોતું, અને આખી પ્રજા જાણે કંઇ જ ન બન્યું

હોય તેમ નિર્ભયપણે પોતાનો રોજનો વહેવાર કરી રહી હતી.

આટલી જ શું પણ આવી બીજી કેટલી વાતો આ બે મુકદ્દમાઓ વચ્ચે તેમજ આ બન્ને મહાન વ્યક્તિઓ વચ્ચેનો તફાવત બતાવનારી આપી શકાય તેમ છે. પણ આ બધો વિરોધ પીગળાવી દઇ એક-રસ કરી મુકવાને સમાનતાનો એક જ વિદ્યુત્કણ બસ છે, અને તે એ જ કે તિલક અને ગાંધી બન્ને સરખી જ યોગ્યતાવાળા, સરખા જ દેશાભિમાનવાળા અને સરખી જ અલૌકિકતાવાળા પુરુષ થયા, અને તેથી જ 'प्रवर्तितो दीप इव प्रदीपात्' એ કાલિદાસની ઉકિત પ્રમાણે તિલક આથમીને ગાંધીજી આગળ આવ્યા ત્યારે જાણે તિલક જ આગળ આવ્યા એમ પ્રજાને લાગ્યું; અને આજે ગાંધીજી જેલમાં ગયા ત્યારે જાણે તિલક જ ફરી જેલમાં ગયા એમ સૌને થઇ આવ્યું. તેથી જ તિલકના મુકદ્દમાની યાદ આપીને જે નામ લેવું અગાઉ સાહેબ લોકોને મહાપાપ લાગતું તે ઉચ્ચારવાથી ગાંધી સરખા મહાપુરુષની હું યોગ્ય પ્રશંસા કરૂં છું એવું જ જજ બ્રૂમફીલ્ડને લાગ્યું, અને ખુદ ગાંધીજીએ પણ 'સજા આપતાં તમે લોકમાન્ય તિલકની જોડે મને સરખાવ્યો એને હું મારૂં અપૂર્વ ગૌરવ થયું સમજું છું' એમ જજને કહી બતાવ્યું.

ઉપર કરી બતાવેલી તુલનાથી બીજી એક એ મહત્ત્વની બાબત સિદ્ધ થાય છે કે માણસ ચાહે તેટલો સજ્જન સ્વભાવનો હોય, અગર તો અંગ્રેજ લોકના દ્વેષથી તે ચાહે તેટલો મુક્ત હોય, અથવા તો ખુનામરકી કે અત્યાચારોનું શત્રુત્વ તેણે ચાહે તેટલું ખુલ્લીરીતે અને જોરપૂર્વક કર્યું હોય, તોપણ સરકાર તેને એક ચોકસ હદ સુધી જ બરદાસ કરશે. એ હદથી તે આગળ ગયો કે તે જ ક્ષણે બ્રિટિશ સરકાર તેના ઉપર પોતાનું હથીયાર ઉગામ્યા વિના રહેવાની નહિ. આ સરકાર પોતાના સ્વાર્થની બાબતમાં એટલી તો કાબેલ છે કે તેની આડે ખુદ ઇશુ ખ્રિસ્ત આવીને ઉભો રહે તો તેને પણ કોઇ બહાનું આગળ કરીને તે શૂળીએ ચઢાવ્યા વિના રહેવાની નહિ. તિલક સરખાને તે ' શત્રુ ' નો ઉઘાડો ઇલ્કાબ આપીને જેલ મોકલશે, તો ગાંધીજીને કંઇ તે મિત્ર હોય એટલા સારૂ જેલ બહાર રાખવાની નહિ. એટલું જ નહિ, પણ જેટલી સજા અત્યાચારના હીમાયતી ગણવામાં આવેલા તિલકને આપી તેટલી જ તે પૂરા અહિંસાપરાયણ તરીકે કબૂલ કરવામાં આવેલા ગાંધીજીને પણ લગાવ્યા વિના જંપવાની નાહ, અને એ રીતે પોતાના સ્વાર્થને યત્કિંચિત સુદ્ધાં ધક્કો લાગવા દેવાની નહિ એ દેખીતું છે.

આમ, જેમાં શત્રુ તેમજ મિત્ર બન્ને કંઈ પણ બ્હાનું મળતાં સરખા જ પીગળી નાશ પામે છે તે અંગ્રેજ સરકારનું સ્વાર્થી રસાયણ કેટલું ઉગ્ર હોવું જોઇયે એ હરકોઈ કલ્પી શકે એમ છે. પણ સૌથી મોટી ગમ્મત તો એ છે કે ગાંધીજી તો દેખીતી રીતે શાન્તતાવાદી હોવા છતાં સરકારે તેમના ઉપર આરોપ મુકયો તે તો એક રીતે શાન્તિના ભંગનો જ; માત્ર 'તેં નહિ તો તારા બાપે કર્યું હશે' એટલો જ તફાવત! ચૌરીચોરાના રમખાણનો જુમ્મો મહાત્મા ગાંધીજીએ પોતાને માથે લીધો એને કોઈ ગાંડપણ કહેશે કે કોઇ ઉદારતાની અવધિ કહેશે; પણ આવા અત્યાચારોની જવાબદારી હેતુની દૃષ્ટિએ નહિ તો પણ પરિણામની દૃષ્ટિએ ખરેખર જ તેમને માથે ઓઢાડીને તેમને સાચે જ જેલ મોકલવા એ કરતાં વડો અન્યાય દુનીયામાં બીજો કયો હોઇ શકે એ અમારી અક્કલ બહારની વાત છે. જજ બ્રૂમફીલ્ડે લો૦ તિલકને જ માપે ગાંધીજીને માપ્યા એમાં પોતાનું ગૌરવ થયું એમ માનવામાં બહુ તો ગાંધીજીના દિલની વડાઇ સિદ્ધ થઈ, પણ શત્રુમિત્ર, લીલુંસૂકું, બધું જ જ્યાં સરખી રીતે બાળીને સાફ કરી મેલવામાં આવે છે તે અંગ્રેજ સરકારની રાજનીતિની કોઇ વાહવાહ કરે એ સંભવતું નથી.

પીનલ કોડમાં રાજદ્રોહના ગુન્હાની કલમનો ઇતિહાસ આટલા દિવસ તો મનોરંજક હતો જ, પણ ગાંધીજીના મુકદ્દમાથી તેને વળી વિશેષ પ્રકારની મનોરંજકતા પ્રાપ્ત થઈ જણાય છે, અને ચાલતાં સુધી કોઈને પણ ખસ ન કહેનારા મહાત્માજીએ પોતાના એકરારમાં આ કલમની કરેલી રેવડી વાંચીને તો એ જ પુરુષને સાધુ કહેનારી સરકારને એ વાતની શરમ જ લાગવી જોઇયે.

(તા. ૨૯-૩-૨૨ ના નવજીવન પરથી)

# લોકમાન્યનું ગીતારહસ્ય

—દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર

૧

આજનો દિવસ વીરપૂજાનો છે. તે દિવસે જે વીરની આપણે પૂજા કરવા માગીયે છીયે તેના જેવા બનવા માટે તેનું સ્મરણ અને તેના ગુણાનુવાદ કરવા એ સનાતન પ્રથા છે. આજનો દિવસ ગુણદોષનું વિવેચન કરવાનો નથી, પણ પૂજ્ય વ્યક્તિનું ધ્યાન કરવાનો છે. ધ્યાનમાં જેવું યથાર્થ સ્વરૂપ હોય તેવું જ

આવે. મહાદેવને આપણે 'કર્પૂરગૌર' કહીયે છીયે અને વિષ્ણુને 'મેઘશ્યામ' કહીયે છીયે એમાં ગુણદોષ બતાવવાનો હેતુ નથી હોતો. ગણપતિને જ્યારે આપણે 'વક્રતુંડમહાકાય' કહીયે છીયે ત્યારે તેમાં ભક્તિ નથી હોતી એમ નથી. સાચી ભક્તિ તો યથાર્થ સ્વરૂપનું ધ્યાન કરવામાં જ રહેલી છે. જે લોકમાન્યની પુણ્ય-તિથિ આજે આપણે ઉજવીયે છીયે તેમની પાસેથી જ હું શીખ્યો છું કે માણસનું યથાર્થ સ્વરૂપ વર્ણવવું એમાં અવિવેક નથી. આજે તિલક મહારાજ વિષે હું જે કાંઈ કહેવા માગું છું તે તેમના અનુયાયી તરીકે નહિ, પણ તેમના ભક્ત તરીકે કહેવાનો છું.

લોકમાન્યે પોતાની આખી જીંદગી એકમાત્ર સ્વરાજ્યની ઉપાસના કરવામાં જ ગાળેલી છે. તેમને જો એમ ન કરવું પડયું હોત તો તેમની પ્રતિભા કઇ દિશામાં પ્રકાશત અને તે કેટલું કામ કરત એ તેમણે ગીતારહસ્ય લખી ગીતાશાસ્ત્ર ઉપર જે નવો જ પ્રકાશ પાડયો છે તે ઉપરથી આપણે કેટલેક અંશે સમજી શકીયે છીયે. લોકમાન્યે ભગવદ્‌ગીતાને હિન્દુ ધર્મગ્રંથમાંનો એક અત્યંત તેજસ્વી હીરો કહેલો છે. એ હીરો કાળની ધૂળને લઇને મેલો દેખાવા લાગ્યો, ત્યારે જૂનાં અને નવાં, પૌરસ્ત્ય અને પાશ્ચાત્ય ઓજારો વડે સાફ કરી તેને પાસા પાડેલા કોહીનૂરની પેઠે તેમણે અદ્વિતીય કાન્તિવાળો બનાવ્યો છે.

લાલા હરદયાળનું નામ સૌ કોઇ જાણે છે. તેમની પ્રતિષ્ઠા કરતાં તેમની વિદ્વત્તા અને દેશભક્તિ વધારે છે, છતાં પાશ્ચાત્ય વિચારોના મોહમાં સપડાઇ તેમણે એકવાર લખેલું કે "હિન્દુ લોકોએ હવે પોતાનો જરાજર્જરિત ધર્મ અને ધર્મશાસ્ત્રો ફેંકી દેવાં એ જ યોગ્ય છે. કાશી, હરદ્વાર કે જગન્નાથ આજનાં તીર્થો નથી; પૅરિસ, બર્ન કે બર્લિન આજનાં તીર્થો છે. લોકમાન્ય તિલકનાં ગમે તે બે વ્યાખ્યાનો આગળ આખી ભગવદ્‌ગીતા કુચા છે." લાલા હરદયાળને તે વખતે ખબર ન હતી કે એ જ એમના લોકમાન્ય માંડલેના ચોખુણીયા કિલ્લામાં બેઠા બેઠા એ જ ભગવદ્‌ગીતા ઉપર એક મહાભાષ્ય લખવામાં જીંદગીનાં તેંતાળીશ વર્ષનું સાર્થક્ય થયું માની રહ્યા હતા !

દરેક જમાનામાં એક એક યુગપ્રવર્તક ગ્રંથ પેદા થાય છે. ગીતારહસ્ય એ એવો એક ગ્રંથ છે એમ કહીયે તો તેમાં કશી અતિશયોક્તિ નથી.

રામાયણ, મહાભારત, ઉપનિષદો અગર તો ગીતા એ આપણા રાષ્ટ્રીય પ્રાણના સનાતન ખજાના છે. જ્યારે જ્યારે રાષ્ટ્ર નવો પુરુષાર્થ કરવા નીકળે છે ત્યારે ત્યારે રાષ્ટ્રના નેતાઓ આરંભનો આશીર્વાદ મેળવવા આ ગ્રંથો પાસે જાય છે. ભગવદ્‌ગીતાનો અર્થ કરી તેમાંથી પ્રાણ મેળવવા લાલા લજપતરાયે

પ્રયત્ન કર્યો; પોતાના પંથની પુષ્ટિને અર્થે વિદુષી એની બિસેંટે ગીતાનો ભાવાર્થ લખ્યો; લોકમાન્યે ગીતારહસ્ય લખ્યું; પૅાંદીચરીમાં બેસીને યોગાભ્યાસ કરી રહેલા વેદશાસ્ત્રસંપન્ન અરવિન્દ ઘોષે ગીતા-રહસ્ય સમજાવવવા એક બૃહદ્ નિબંધમાળા ચલાવી હતી; શાસ્ત્રોને સ્હેજ ચાખી જોઈ સંતોષ માનનાર ગાંધીજી પણ પોતાનાં તત્ત્વો ગીતામાંથી ઘટાવી બતા-વવાનો પ્રયાસ કરે છે. અને દરેક જણ આગ્રહપૂર્વક કહે છે કે 'નિરાગ્રહ દૃષ્ટિથી જુઓ તો મારો જ અર્થ ગીતાકારને અભિપ્રેત છે એ સ્હેજે જોઇ શકશો.' શ્રી શંકરાચાર્યના કાળથી માંડીને ગીતાના અર્થ કરી બતાવવાની બાબતમાં આવા ઝગડા ચાલતા આવેલા છે. શંકરાચાર્યને ગીતામાં બધે અદ્વૈત દેખાય છે; જ્ઞાનેશ્વર જેવા સાધુઓને ગીતામાં નિવૃત્તિનો ઉપદેશ મળી આવે છે; લાલા લજપતરાયને તેમાં 'गुणकर्म विभागशः' સમાજવ્યવસ્થા દેખાય છે; અરવિન્દ બાબુને તેમાં મહાભારતકાલીન મહત્સમન્વય જડે છે; લોકમાન્યને તેમાં કર્મયોગનો આગ્રહ દેખાય છે; જ્યારે મહાત્માજી-ને તેમાં અહિંસાત્મક સત્યાગ્રહ તેમજ આત્મજય ઉપદેશેલો મળી આવે છે.

આમ કેમ થતું હશે? શું એક અર્જુનને જ 'व्यामिश्र' વાક્યથી મોહમાં નાંખી ભગવાન શ્રીકૃષ્ણને

સંતોષ ન થયો, કે તેમને દરેક જમાનાના લોકોને ગીતાના અર્થ ઉપર લડતા જોવાની અબળખા રહી ગઈ?

હકીકત એ છે કે આપણા ધર્મગ્રંથોમાં 'विद्यास्तुत्यर्थं' ભગવદ્ગીતા જેવા અનેક સંવાદો છે. તેમાં કૃષ્ણાર્જુન સંવાદ અત્યંત સુંદર હોવાથી તેમજ જ્ઞાન, ભક્તિ, કર્મ, વૈરાગ્ય વગેરે સર્વ પંથોનું તેમાં યથાપ્રમાણ મિશ્રણ હોવાથી વિદ્વાન તથા ધાર્મિક લોકોમાં તે સર્વમાન્ય થયો. શ્રીમદ્ ભાગવતમાં આવેલી ઉદ્ધવ-ગીતામાં પણ શ્રીકૃષ્ણનો જ ઉપદેશ છે; શિવગીતા, ગણેશગીતા, દેવીગીતા વગેરેમાં પણ ઇશ્વરની જ વાણી છે; છતાં લોકો ભગવદ્ગીતામાંથી જ પોતાને શ્રેષ્ઠ લાગતા વિચારો કાઢવા મથે છે. ઐતિહાસિક દૃષ્ટિએ વિવેચન કરનારને ભગવદ્ગીતા ગમે તેટલા મહત્ત્વની હોય, પણ ધાર્મિક દૃષ્ટિએ તો પરમાત્માના શબ્દ તરીકે બીજી ગીતાઓ પણ ભગવદ્ગીતા જેટલી જ મહત્ત્વની છે, છતાં તે એટલી લોકપ્રિય નથી. ભગવદ્ગીતા ગ્રંથ આંતરિક સૌન્દર્યને લીધે લોકપ્રિય થયો, લોકમાન્ય થયો અને પછી તેના લોકમાન્યત્વને લીધે તેની કિંમત કૃત્રિમ રીતે અનેકગણી વધી ગઇ. જે ગ્રંથ ઉપર આખા હિન્દુસમાજની અલૌકિક શ્રદ્ધા છે અને જે પોતાના આંતરિક ગુણોને લીધે લગભગ વિશ્વ-માન્ય થયો છે તેની સાથે પોતાનો મતભેદ છે એમ કહેવાની કોઇની હિમ્મત નથી ચાલતી, અને તેથી જ

ગીતાનું પ્રામાણ્ય સ્વીકારી તેમાં પોતાના આગ્રહનો સિદ્ધાન્ત ઉપદેશાયો અથવા સૂચવાયો છે એમ સિદ્ધ કરવાનું દરેકને મન થાય છે. ગીતામાં પૂર્ણપુરુષે સાર્વવર્ણિક ધર્મ કહેલો છે એટલું સ્વીકાર્યા પછી પોતાને જે ધર્મસિદ્ધાન્ત સૌથી શ્રેષ્ઠ લાગે છે તે ગીતામાં હોવો જ જોઇયે, એવી આકાંક્ષા દરેકને થાય એમાં આશ્ચર્ય નથી. સાંપ્રદાયિક આગ્રહને લીધે તેઓ એમ કરે છે એવો તિલક મહારાજનો બધા ટીકાકારો પરનો આક્ષેપ આ દૃષ્ટિએ જોતાં ભારેપડતો છે. જેમ ગીતાનો વિષય વ્યાકરણ કે તર્કનો નથી, તેમજ તે ઐતિહાસિક પદ્ધતિનો પણ નથી. આધ્યાત્મિક અનુભવની કસોટીએ ગીતાનો અર્થ નક્કી કરવો જોઇયે. રામકૃષ્ણ પરમહંસ વ્યાકરણ, તર્ક કે ઇતિહાસ ભણેલા ન હતા. તેઓ હમેશાં કહેતા " આ મારો પ્રત્યક્ષ અનુભવ છે. તમારાં શાસ્ત્રો જો સાચાં શાસ્ત્રો હોય તો તેમાં હું કહું છું એ જ વાત હોવી જોઇયે. તેમ ન હોય તો કાં તો તે શાસ્ત્રો શાસ્ત્રો નથી, અથવા તમે એનો કરેલો અર્થ બરાબર નથી." શાસ્ત્રો ઉપર જેમની સંપૂર્ણ શ્રદ્ધા છે તેઓ શાસ્ત્રોને તો વખોડે નહિ, પણ પોતાના અનુભવનો અર્થ શાસ્ત્રવચનોમાં જોવાનો પ્રયત્ન કરે. અહિંસા એ જ પરમ ધર્મ છે એમ જેને લાગે છે અને ભગવદ્‌ગીતા ઇશ્વરની વાણી છે એમ પણ જે માને છે તે કેમ માને કે ગીતામાં હિંસાનો

પણ ઉપદેશ છે ? ધ્યાનસ્થ બેસી અરવિન્દ બાબુને જે આધ્યાત્મિક અનુભવો મળે તે જ તેઓ ગીતામાં જોઇ શકે.

અનુભવમાત્ર સાચો હોવો જોઇયે. જ્યાં અનુભવ સંપૂર્ણ હોય ત્યાં એકવાકયતા હોય. પણ ઘણીવાર અનુભવ એકદેશી હોય છે, અને તેથી અનુભવ અનુભવ વચ્ચે પણ વિરોધ દેખાય છે. અનેક આંધળાઓએ એક હાથી જોયાની કહાણી પ્રસિદ્ધ છે. તેઓ જેમ હાથીના સ્વરૂપ વિષે આપસમાં લડયા તેમ આપણે લડીયે છીયે. અર્થ કરવામાં પણ આપણે પોતાના અધિકાર પ્રમાણે અર્થ કરીયે છીયે અને પોતાના પૂરતો તે સાચો પણ હોય છે.

ઉપનિષદોમાં કથા છે કે દેવ, અસુર અને મનુષ્ય ઋષિ પાસે જઇને બ્રહ્મચર્યથી રહ્યા. તેમની તપશ્ચર્યા પૂરી થયા પછી ઋષિએ તેમને ઉપદેશ આપ્યો: 'દ.' આ એક જ અક્ષરમાં ત્રણે જણે પોતપોતાને અનુકૂળ અર્થ ઘટાવી લીધો. ઋષિએ દેવને પૂછ્યું: " તમે સમજ્યા ?" વિલાસપ્રિય દેવે કહ્યું: "હા જી; ઇન્દ્રિયદમન કરવાને તમે કહ્યું છે." ઋષિએ કહ્યું: " તમે બરાબર સમજ્યા." ઋષિએ માણુસને પૂછ્યું: "તમે સમજ્યા ?" લોભી માણુસે કહ્યું:" હા જી; આપે દાન કરવાનું કહ્યું:" ઋષિએ કહ્યું. "ખરું; તમે બરાબર

સમજો છો." રાક્ષસને પણ એવો જ સવાલ પૂછ્યો. ક્રૂર રાક્ષસે "દ" નો દયા કરવી એ જ અર્થ લીધો. ઋષિએ કહ્યું: "બરાબર છે."

જેમ ઈશ્વરનું સ્વરૂપ અનન્ત છે તેમ સામાજિક દોષોનું સ્વરૂપ પણ અપરિમેય છે. લોકમાન્યે જોયું કે લોકોમાં અકર્મણ્યતા ફેલાયેલી છે, અને તેમને ગીતામાં કર્મયોગ જડ્યો. મહાત્માજીને આ નાસ્તિક યુગના લોકસમાજમાં ચોમેર હિંસા જ હિંસા વ્યાપેલી છે એમ જણાયું તેથી તેમને થયું કે ભગવાન તો ગીતામાં અહિંસાના સાર્વભૌમ મહાવ્રતનો જ ઉપદેશ કરી શકે.

સવાલ એટલો જ છે કે ભગવદ્ગીતા ઐતિહાસિક ગ્રંથ છે કે ધર્મગ્રંથ? ઐતિહાસિક ગ્રંથ હોય તો તે ગમે તેટલો ઉપયુક્ત હોય તોપણ ઈશ્વરની વાણી તરીકે પ્રમાણ નથી. દેશ, કાલ અને સંજોગોની મર્યાદાથી તે મર્યાદિત છે. અને જો તે ધાર્મિક ગ્રંથ હોય તો તો કુરુક્ષેત્ર ઉપર ધર્મક્ષેત્રનું રૂપક કરી દુર્યોધનાદિ કામક્રોધને જીતવા સારૂ અહોરાત્ર કરવા પડતા યુદ્ધનું જ તેમાં વર્ણન હોવું જોઇયે. નહિ તો કયો માનવી વિગતજ્વર બનીને દુન્યવી લડાઇમાં ઉતરી હિંસા કરી શકે?

મને પોતાને તો એમ જ ભાસે છે કે ભગવદ્ગીતા એ મૂળે રાષ્ટ્રમાન્ય ઐતિહાસિક ઉપદેશ છે,

અને તેમાં શ્રીકૃષ્ણે અર્જુનને પ્રત્યક્ષ યુદ્ધમાં —આ દુન્યવી લડાઈમાં—ઉતરવા માટે જ પ્રેરણા કરી છે. પાછળથી ધાર્મિક લોકોએ અંતર્યુદ્ધ વર્ણવવા સારૂ એ પ્રસંગ સુંદર જોઈ એનો લાભ લીધો અને તેમાં ધાર્મિક તત્ત્વો ગૂંથ્યાં. રામાયણ વિષે પણ હું એમ જ માનું છું. ઐતિહાસિક કથા કેવી હશે એ આજે આપણે જાણતા નથી, પણ વાલ્મીકિથી માંડીને તુલસીદાસ સુધીના દરેક કવિએ પોતાને રૂચ્યું તે તાત્પર્ય ઘટાવવા તે કથા સાથે છુટ લીધી છે.

હવે જે લોકોએ ગીતા ઉપર ટીકાઓ લખેલી છે તેઓ ગીતામાંથી જે અર્થ કાઢે છે તે દરેક ધાર્મિક અર્થ કહેવાય ખરો; પણ હું ટીકાકારોને એટલું મહત્ત્વ નથી આપતો. ભગવદ્ગીતા રચાયા પછી જે જે લોકોએ ભગવદ્ગીતા વાંચી સંતોષ બતાવેલો છે, જેમણે ભગવદ્ગીતાની પ્રતિષ્ઠા સ્થાપવામાં મદદ કરી છે, ભગવદ્ગીતાને સાહિત્ય દરબારમાં પોતાના માન્ય પ્રતિનિધિ તરીકે મોકલનાર જેઓ મતદાર હતા, જેઓનો ગીતાપર ગીતાકાર વ્યાસ જેટલો જ અધિકાર ગણાય, તેઓએ ગીતામાં શું જોયું હતું એ જાણવાની જરૂર છે. એ આજે આપણે શા ઉપરથી જાણી શકીયે ? તે વખતના અને ત્યાર પછીના ઇતિહાસ ઉપરથી, સાહિત્ય ઉપરથી અને

લોકરિવાજ ઉપરથી જ. મહાભારતકાળની જનતાએ ગીતામાં જો અહિંસા જોઇ હોત તો જરૂર એ વખતે લોકોમાં અહિંસાપ્રધાન એક ધર્મપંથ ઉત્પન્ન થયો હોત. ઓછામાં ઓછું મહાભારત પછી તરત જ હિંસાઅહિંસા ઉપર ભારે વાદવિવાદો મચ્યા હોત. અહિંસાનું તત્ત્વ હિન્દુધર્મમાં નથી એમ નથી. પતંજલિએ દેશ, કાલ, જાતિ, લિંગ વગેરેના અપવાદ રહિત એક સાર્વભૌમ મહાવ્રત તરીકે અહિંસાને ઓળખાવી છે. છતાં હિન્દુધર્મમાં તે વખતે અહિંસાનું સ્વરૂપ મર્યાદિત જ હતું. 'યાગીયા' ( યજ્ઞોમાં થતી ) પશુહિંસા અને ક્ષાત્રયુદ્ધમાં થતી હિંસાનો હિન્દુધર્મે વિરોધ કર્યો નથી. હિન્દુધર્મ અહિંસાપ્રધાન હોવાથી તેમાં આજે આપણે અહિંસાને સંપૂર્ણ સ્વરૂપમાં દાખલ કરીયે તો તેમાં હિન્દુધર્મને બાધ આવે એમ નથી. પણ ગીતાનો જ્યારે અર્થ કરવા બેસીયે છીયે ત્યારે ગીતામાંથી આજની અહિંસા કાઢવાનો પ્રયત્ન શા માટે કરીયે ? મહાભારતમાં જે રીતે ગીતા આવેલી છે તે જોતાં લોકમાન્યે ગીતાનું જે રહસ્ય બતાવેલું છે તે વધારે બંધબેસતું છે એમ કહેવું પડે છે. સાથે એ પણ ધ્યાનમાં રાખવું જોઇયે કે ગીતા એ કાંઇ પરમાત્માનો છેલ્લો શબ્દ નથી, અથવા તો ગીતાનો જે પિંડિતાર્થ છે તેમાં સંપૂર્ણ અધ્યાત્મ

આવી જાય છે એમ પણ નથી. પણ જો આધ્યાત્મિક દૃષ્ટિએ ગીતાને લઇયે તો તો તેમાં મહાત્માજીની સંપૂર્ણ અહિંસા અને અરવિન્દ બાબુનો પૂર્ણયોગ બન્ને સમાઇ જાય છે. ઐતિહાસિક દૃષ્ટિએ જોતાં ભગવદ્‌ગીતામાં મુખ્યત્વે કર્મયોગ જ છે એવું સ્પષ્ટ દેખાશે. આજે એમાંથી આપણે કયો અર્થ લઇયે એ તો દરેક જણે પોતાની ખામીઓ જોઇ ઋષિઉપદેશના ત્રણ અર્થો પ્રમાણે જ લેવો રહ્યો. પરમાત્માની વાણી તો આકાશની મેઘગર્જનાની પેઠે 'દ દ દ' ની ગર્જના ચલાવ્યાં જ કરે છે.

૩

લોકમાન્યે ગીતાનું રહસ્ય શોધવાનો રસ્તો બહુ જ સુંદર શોધી કાઢ્યો છે. વેદનો અર્થ કરવામાં કુશળ એવા પૂર્વમિમાંસકોએ ઉપક્રમ, ઉપસંહાર, અભ્યાસ, પ્રયોજન વગેરે કસોટીથી ગ્રંથનો અર્થ કરવો જોઇયે એવી પદ્ધતિ નક્કી કરેલી છે. તે દૃષ્ટિ લઇ લોકમાન્યે ગીતાનો ઉપદેશ કરવાનો પ્રસંગ, તે ઉપદેશનું ફળ, ફરી ફરી અનેકવાર પુનરુક્તિ કરીને પણ જે વસ્તુ ઠસાવવા માગી છે તે, બધું તપાસીને એમ સિદ્ધ કરી બતાવ્યું છે કે જીવનના પુરુષાર્થ વિષે સંદેહ ઉત્પન્ન થવાથી લડવાની ના પાડનાર અને કુલક્ષય કરનારા યુદ્ધમાં ભાગ લેવા કરતાં

સંન્યાસ લઇ ભિક્ષા ઉપર ગુજરાન ચલાવવું બહેતર ગણનારા અર્જુનને જીવનનું રહસ્ય સમજાવી, નીતિશાસ્ત્રના મૂલભૂત સિદ્ધાન્તો સ્પષ્ટ કરી, ચિત્તશુદ્ધિનો માગ બતાવી, જ્ઞાન અને ભકિતથી નિર્મોહ થવાની યુકિત બતાવી, ઇશ્વરકતૃત્વનું આશ્વાસન આપી, વિશ્વરૂપદર્શનમાં દુનીયાનું ભવિષ્ય બતાવી, ગુણત્રયનું રહસ્ય ઉકેલી, નિષ્પાપ રહેતા છતાં કર્મ કરવાની કળા બતાવી, દૈવાસુર સંપત્તિનો સનાતન ઝગડો અર્જુન આગળ ઉભો કરી, આખરે કર્મયોગનું જ પ્રાધાન્ય ભગવાન શ્રીકૃષ્ણે અર્જુનના મન ઉપર ઠસાવ્યું છે; અને અંતે ‘ તને યોગ્ય લાગે તે કર ’ એવી સ્વતંત્રતા આપી છે. જવાબમાં ‘ મારો મોહ ગયો, હવે હું લડવા તૈયાર છું ’ એવી તેની પાસેથી કબુલાત કઢાવી છે. એટલે કે જ્ઞાનમૂલક, ભકિતપ્રધાન, વૈરાગ્યપ્રવણ કર્મયોગશાસ્ત્ર શીખવનાર ગીતાશાસ્ત્ર એ ઉપનિષદ જેવી તાત્ત્વિક વિદ્યાનો જીંદગીમાં વિનિયોગ કેવી રીતે કરવો એ બતાવનારૂં એક વ્યવહારૂ શાસ્ત્ર છે એમ એમણે સિદ્ધ કરેલું છે.

કર્મમાત્ર બંધક છે; માટે મોક્ષ મેળવવાની ઇચ્છા રાખનારે કર્મનો બનતાં સુધી સંન્યાસ—કહેતાં ત્યાગ—કરવો જોઇયે, એવી જે એ વખતની પ્રચલિત માન્યતા હતી તેનો વિરોધ કરી શ્રીકૃષ્ણે એમ

બતાવ્યું છે કે કર્મફળની અભિલાષા રાખ્યા વગર અને કર્મકર્તા હું છું એવો અહંકાર રાખ્યા વગર યદૃચ્છાપ્રાપ્ત અથવા પ્રવાહપતિત જે કાંઇ કર્મ –વિહિત કર્મ—કરવું પડે તે અનાસક્ત બુદ્ધિથી અને કુશળતાથી કરે તો માણસને કર્મબંધ થતો નથી; એટલું જ નહિ પણ આવું કર્મ ચિત્તશુદ્ધિ દ્વારા મોક્ષનું સાધક જ થાય છે. શ્રીકૃષ્ણે આટલું જ બતાવ્યું હોત તો તેટલાથી પણ કર્મયોગનું પ્રાધાન્ય પ્રસ્થાપિત થાત જ; પણ એ વખતનો ચર્ચાનો એક બીજો સવાલ પણ ઉઠાવી ભગવદ્‌ગીતામાં તેનું યે નિરાકરણ ભગવાને કરેલું છે.

તે વખતના કેટલાક લોકો એમ કહેતા કે ચિત્તશુદ્ધિના અને તે દ્વારા કૈવલ્યદાયી જ્ઞાનના સાધન તરીકે કર્મનું ભલે મહત્ત્વ માનો, પણ જ્ઞાન પ્રાપ્ત થયા પછી કર્મનો અંત આવવો જ જોઇયે, કર્મનો સંન્યાસ કરવો જ જોઇયે. ભગવદ્‌ગીતામાં શ્રીકૃષ્ણે બતાવેલું છે કે જ્ઞાન થયા પછી કર્મનો ત્યાગ કરવો અથવા ન કરવો એ સિદ્ધ માણસની મુનસફીનો વિષય છે ખરો, અને તે પ્રમાણે બે રસ્તા અથવા નિષ્ઠાઓ જૂના કાળથી ચાલતી આવેલી છે એ પણ ખરૂં; છતાં આ બાબતમાં મારૂં—એટલે કે શ્રીકૃષ્ણનું—માનવું એવું છે કે બેમાંથી કર્મ કરવાનો—એટલે કે

કર્મયોગનો—માર્ગ શ્રેષ્ઠ છે. એક તો માણસ કર્મ વગર રહી જ ન શકે. અને બીજું જે યુક્તિથી કર્મ કરીને જ્ઞાનીઓ સિદ્ધ થયા તે યુક્તિ અથવા તે માર્ગનો જો જ્ઞાનીઓ પોતે જ ઉચ્છેદ કરી નાંખે તો જ્ઞાનમાર્ગ ટકે કઇ રીતે ? મોક્ષનો માર્ગ સાફ રાખવા ખાતર, મોક્ષનું સાધન હમેશાંને માટે પ્રગટેલું રાખવા ખાતર, જ્ઞાનીઓએ યોગયુક્ત કર્મનો વસ્તુપાઠ સમાજ આગળ હમેશાં જાગ્રત રાખવો જોઇએ. આનું જ નામ તે લોકસંગ્રહ. અજ્ઞાન લોકોને અજ્ઞાન દશામાં જ રાખવા એનો અર્થ લોકસંગ્રહ નથી; પણ જે રસ્તે જઇ પોતે જ્ઞાન મેળવ્યું તે રસ્તો અજ્ઞાન લોકોને બતાવવા ખાતર તે રસ્તા ઉપર જતાઆવતા રહેવું એ દરેક જ્ઞાનીની ફરજ છે અથવા તો એ જ્ઞાનીઓને લાજમ છે, એમ સિદ્ધ કરી જ્ઞાન પ્રાપ્ત થતા પહેલાં અને જ્ઞાન પ્રાપ્ત થયા પછી પણ કર્મનો જ રસ્તો વિહિત છે એમ શ્રીકૃષ્ણે ગીતામાં બતાવેલું છે, એ લોકમાન્ય તિલકે સિદ્ધ કરી બતાવ્યું. આ ગીતારહસ્ય ગીતાના દરેક શ્લોકમાં તેમણે ઘટાવી દેખાડ્યું છે. પણ તેટલું બસ ન થાય એ જોઈ ગ્રંથને વિવરણ દાખલ એક બૃહદ્ નિબંધ એમણે જોડી દીધો છે, જેની અંદર પૌરસ્ત્ય અને પાશ્ચાત્ય ફીલસુફીનો સાર આવી જાય છે. આમાં આપણા ચાર્વાક અથવા યુરોપના હેડોનિસ્ટ પક્ષના આધિભૌતિક સુખવાદથી

લઇને સાંખ્ય લોકોનાં પચીસ તત્ત્વોનું, વૈશેષિક લોકોના સૃષ્ટિના ઉત્પત્તિક્રમનું, નીતિશાસ્ત્રવિશારદોના કર્મજિજ્ઞાસા અને કર્મવિપાકની વ્યવસ્થાનું, તેમજ કૅન્ટ અને ગ્રીનના અધ્યાત્મવાદનું સાંગોપાંગ અને સુંદર વિવેચન કરી અદ્વૈત સિદ્ધાન્તનું રહસ્ય સમજાવી દીધું છે, અને એમ સિદ્ધ કરી બતાવ્યું છે કે આ સિદ્ધાન્તથી જ જીવનનું રહસ્ય ઉકેલાય તેમ છે, નીતિશાસ્ત્રનો પાયો મળે તેમ છે, કર્મયોગ ચરિતાર્થ થાય તેમ છે અને અભેદભકિતનો અપૂર્વ આસ્વાદ મળે તેમ છે.

આમ જેમ ખંડાળાઘાટમાં ચઢાણનું કશું ભાન કરાવ્યા વગર આગગાડી જોતજોતામાં આપણને હજારો ફીટ ઉંચે લઇ જાય છે, તેમ પોતાની અદ્ભુત ભાષાશૈલીથી અને વિવરણ પદ્ધતિના પ્રસાદથી લોકમાન્ય અનાયાસે આપણને ફીલસુફીરૂપ હિમાલયના ગૌરીશંકર સુધી લઇ જાય છે. આ બધું વિવરણ અનેક દૃષ્ટાંતો આપી દરેક મુદ્દો ફરી ફરી સ્પષ્ટ કરી એટલું બધું પારદર્શક કરી મુકેલું છે કે પુસ્તક પૂરૂં કર્યા પછી આપણને એમ જ થાય છે કે શ્રીકૃષ્ણે બીજો અર્થ ધારેલો જ ન હોય. આટલું છતાં જો કશી દુર્ભાગી શંકા રહી જ હોય તો તે ટાળવા લોકમાન્યે ગીતા–અધ્યાયની સંગતિ ઉપર એક સુંદર પ્રકરણ લખેલું છે. આપણા જુના દરેક ગ્રંથ માટે આવું

પ્રકરણુ જો લખાઈ જાય તો આપણા ગ્રંથો સમજવાની અરધી મુશ્કેલી મટી જાય. ગીતારહસ્યની શૈલી ઉપરથી જ લોકમાન્યે સિદ્ધ કરી બતાવ્યું છે કે તેઓ એક જન્મસિદ્ધ અસાધારણ અધ્યાપક હતા. જેઓએ તેઓનું 'ઓરાયન' અને 'આર્કટિક હોમ ઇન ધી વેદાઝ' એ ગ્રંથો જોયેલા છે અથવા 'ભાંડારકર મેમોરીયલ વૉલ્યુમ'માં જેમણે ઍસીરીયન અને આર્યન ગ્રંથો વચ્ચેના સંબંધ ઉપરનું લખાણ વાંચેલું છે તેઓ લોકમાન્ય તલસ્પર્શી ઇતિહાસસંશોધક હતા તે જાણે છે. ગીતારહસ્યમાં પણ બહિરંગપરીક્ષણ વાળા પ્રકરણમાં ગીતા અને મહાભારત, ગીતા અને ઉપનિષદો, ગીતા અને બૌદ્ધ સાહિત્ય, ગીતા અને બાઇબલ વગેરે વિષયો ચર્ચી પોતાની શક્તિનું તેમણે ભાન કરાવ્યું છે. ગીતા અને બાઈબલ ઉપરનું એમનું વિવેચન સાર્વધાર્મિક ઇતિહાસ જ્યારે લખાશે ત્યારે દિશાદર્શક થશે.

આવા પ્રખર બુદ્ધિમાન અને અલૌકિક વિદ્વાન આચાર્યે પોતાની પ્રતિભાનાં આવાં કુદરતી ખેંચાણો પ્રયત્નપૂર્વક કોરે રાખી આખી જીંદગી જે એક સ્વરાજ્યની પાછળ ખર્ચી નાંખી તેનું સ્મરણ કરી આજે જો આપણે સ્વરાજ્ય મેળવવા પ્રાણ ન આપીયે તો તેમના ગીતારહસ્ય જેવો પ્રસાદ ગ્રહણ કરવાને આપણે નાલાયક ઠરીયે. લોકમાન્યે ગીતારહસ્યમાં જે કર્મયોગનું રહસ્ય વર્ણવ્યું છે તે જ પોતાની જીંદગીમાં

જીવી પણ બતાવ્યું છે. તેનું અનુકરણ આપણે કરીયે તો આ વીરની સાચી વીરપૂજા કરી ગણાય. વીર બનીશું તો જ વીરની પૂજા કરી શકીશું. કાર્લાઇલ કહે છે: 'Valets cannot worship heroes' શ્રુતિ કહે છે: 'देवो भूत्वा देवं यजेत्'

(તા. ૨૧-૮-૨૧ના નવજીવન પરથી)

# તિલકયુગ

—દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર

ઇશ્વરની કૃપાથી કેટલાક લોકો હમેશને માટે નૌજવાનો જ રહે છે. દુનીયાની અંદર સુખદુઃખ, નિંદા-સ્તુતિ, જયઅપજય એમાંનું કશું તેમને વૃદ્ધ કરી શકતું નથી. શરીર કુદરતના ધર્મને અનુસરી ભલે માંદું કે ઘરડું થાય, પણ તેઓ શરીરથી એટલા બધા જુદા હોય છે કે શરીર પીડાતું હોય તોપણ એમનો ઉત્સાહ જેવો ને તેવો જ. આનું પ્રત્યક્ષ ઉદાહરણ લોકમાન્ય તિલક. એમનો ઉત્સાહ અદમ્ય હતો. એ પોતે કોઇ કાળે નિરૂત્સાહ થયા જ ન હતા, એટલું જ નહિ પણ આસપાસના લોકોને પણ તેઓ નિરૂત્સાહ થવા દેતા નહિ. તેથી જ ત્રેસઠ વર્ષની ઉમરે પણ તેઓ તરુણ પક્ષના આગેવાન રહી શક્યા.

દેશની પરિસ્થિતિ શી છે તે અત્યંત કુશળતાથી તેઓ જાણી લેતા અને અમુક વખતે શું કરવું એ નક્કી થયા પછી એમાં હમેશાં પહેલ કરતા. તેથી જ બંગ-ભંગ જેવી પ્રાંતીય હીલચાલને પણ તેઓ સાર્વત્રિક સ્વરૂપ આપી શક્યા અને તે હીલચાલને દોરવામાં પોતાનો ફાળો આપી શક્યા.

જેમ કેળવણીની બાબતમાં ફર્ગ્યુસન કૉલેજ સ્થાપવામાં તેમણે પહેલ કરી, તેમ દેશમાં સ્વરાજની ખરી જાગૃતિ કરવા માટે 'હોમરૂલ લીગ'ની જરૂર જણાઇ ત્યારે બીજા હજુ વિચાર કરતા હતા ત્યાં એમણે પોતાની 'હોમરૂલ લીગ' સ્થાપન કરી પણ દીધી. પ્રજા જ્યારે કોઈ પણ વિષય ઉપર ઉત્તેજિત થઈ જાય ત્યારે તે ઉત્તેજનાનો પૂરેપૂરો લાભ લેવાની કુશળતા તેમનામાં હતી. સ્વરાજને માટે દિવસરાત ઝંખતા હોવાથી તેઓ પ્રજાજાગૃતિના હમેશાં ભૂખ્યા રહેતા. સુતેલી પ્રજાને જગાડવી એ જ તેમના જીવનની ઇતિ-કર્તવ્યતા હતી. જુવાનના ઉત્સાહથી તેમણે એ કામ કર્યું.

. . . . . .

લોકમાન્યનું જીવન એ એક રીતે હિન્દુસ્તાનના અરધી સદીના ઇતિહાસનું પ્રતિબિંબ છે. સશસ્ત્ર બળવાના દિવસોમાં તેમનો જન્મ થયો અને બેઠા

બળવાના દિવસોમાં તેમનો સ્વર્ગવાસ થયો. હિન્દુસ્તાનમાં વિચારપ્રવાહમાં ભારે ફેરફાર થયો અને વચમાં ધારાધોરણસર ચાલનાર રાજદ્વારી હીલચાલનો એક યુગ વહી ગયો.

૧૮૫૭ સુધીમાં દેશી રાજાઓ નિરાશ થઈ ગયા હતા. પ્રજા અનિશ્ચિત જીવનથી કંટાળી ગઈ હતી. ખટપટોનો તો પાર રહ્યો ન હતો. ‘ માર્જાર જેવી માંજરી આંખોવાળા કમ્પની સરકારના આ તામ્રમુખી એલચીઓ જ્યાં જાઓ ત્યાં ખટપટ ચલાવે છે’ એમ તે વખતના લોકો કહેતા હતા. દેશી દરબારોમાં પ્રતિષ્ઠા પામેલો મુત્સદ્દીવર્ગ અંગ્રેજોથી ચીડાઇ ગયો હતો. પણ પરસ્પર મતભેદને લીધે એકતા સ્થાપન થવી અશક્ય થઇ પડી હતી. અંગ્રેજો સાથેના સુલેહનામાથી રાજપ્રકરણ એટલું બધું જકડાઈ ગયું હતું કે સેનાપતિઓને પોતાની બાહોશ સેના હોવા છતાં કિલ્લા પછી કિલ્લા અને પ્રાંત પછી પ્રાંત છોડી દેવા પડતા. આખરે સેનામાં નિરાશાનું ઝનૂન આવી ગયું. ‘ગમે તે થાઓ, પણ ચાલતી સ્થિતિ તો બદલાઓ જ’ એવી વૃત્તિ પ્રજાની થઇ ગઇ હતી. કંઇક થાય તો અનિષ્ટ નથી એમ દેશી રાજાઓ માનતા. અને કહેવાય છે કે મહત્ત્વાકાંક્ષી અંગ્રેજ મુત્સદ્દીઓ પણ ઇચ્છતા હતા કે લોકો જો બળવો કરે તો નાસીપાસ થયેલા આ રાષ્ટ્ર

સાથે કરેલાં જાતજાતનાં સુલેહનામાંઓ અને તેને અંગે રચવા પડતા પ્રપંચો એકસામટાં ધોઈ નાંખીયે; કાં તો બધું ગુમાવી બેસીયે, કે કાં તો સાર્વભૌમ થઈ બેસીયે.

આમ બધી બાજુથી બળવાની તૈયારી થઈ રહી હતી; પણ સેના અને મુત્સદ્દીવર્ગ વચ્ચે એકતા નહોતી. મુત્સદ્દીવર્ગમાં ભારે સડો પેઠો હતો. બધાને એકત્ર કરી શકે એવો વ્યાપક દૃષ્ટિવાળો નિઃસ્વાર્થી માણસ રહ્યો ન હતો અને સ્વરાજ સ્થાપવા માટે જે રાષ્ટ્રીય નૈતિક ગુણોની આવશ્યકતા હોય છે તેનો મુત્સદ્દીવર્ગમાં અભાવ હતો એટલે બધો પ્રયત્ન નિષ્ફળ ગયો. આપણાથી કશું થવાનું નથી એ નિરાશાથી લોકોએ આવી પડેલી પરિસ્થિતિમાં સંતોષ માની લીધો. અંગ્રેજી રાજ્યને લીધે જેમને ફાયદો થયો તેઓ તો અંગ્રેજી વિદ્યા ઉપર મોહિત થયા. તેમની ચડતી જોઈ બીજાઓનું મન લલચાયું. અંગ્રેજી સાહિત્યનો સ્વાદ ચાખવા મળ્યો. કેટલાક લોકો અંગ્રેજ અધ્યાપકોને शिष्यस्तेऽहं शाधि मां त्वां प्रपन्नम् એવી વૃત્તિથી શરણ ગયા.

એવી દશામાં લોકમાન્ય તિલક ભણવા લાગ્યા. જૂનું સારું હતું એમ માનનાર એક પક્ષ હતો; અને નવું તેટલું જ સારું છે, જૂનું તો ફેંકી દેવા જેવું જ છે એમ માનનાર બીજો પક્ષ હતો. જેટલું આપણું તેટલું ખરાબ અને પારકાનું તેટલું સારું એમ કેટ-

લોકને લાગતું; તો આપણું એ આપણું છે એટલા માટે જ સારૂં, એમાં માનનાર અંધ અભિમાની પણ દેશમાં ખૂબ પડેલા હતા. તે જમાનામાં કોઇને એટલું પણ ન સૂઝયું કે જૂનામાંથી જ નવું પેદા થાય છે. જૂનાનો ઇન્કાર કરતાં તો આપણે આપણી મૂડી જ ખોઇ બેસીયે છીયે. અને તેની સાથે જ જૂનાને વળગી રહેશું તો મડદાંને સાચવવા જેવું થઇ જશે. માટે જૂનામાંથી જ નવું પેદા કરવું જોઇયે. જે પારકું છે તે પારકું જ રહેવાનું. તેની અસર આપણા ઉપર જરૂર થાય, પણ પોતીકું કાઢી તેને ઠેકાણે પારકું દાખલ કરવા જઇયે તો પોતાના વાળ કાપી નાંખી પારકાના વાળનો ચોટલો પહેરવા જેવું વિચિત્ર થઇ જાય છે.

આ સ્થિતિને લીધે તે જમાનામાં ઝગડો અને ચર્ચા બેહદ ચાલતાં, અને કેટલીક વાર એ ચર્ચા છાશ વલોવવા જેટલી જ સફળ નીવડતી. એવી સ્થિતિમાંથી દેશને સાચા રસ્તા ઉપર લાવવાનું કામ સહેલું નહોતું. તમારા વિચારો મૂર્ખાઇભરેલા છે એમ લોકોને કહ્યે લોકો થોડા જ સુધરવાના હતા? અને આખું રાષ્ટ્ર બેવકુફ છે એમ કહેનારા આપણે કોણ? લોકમાન્ય તિલક જેવા કેટલાક લોકોએ આવા ઝગડાઓમાંથી પસાર થવાનો દેશને રસ્તો દેખાડયો અને તેથી હિન્દુસ્તાનના જાહેરજીવનમાં સુધારો થયો.

અંગ્રેજી રાજ્ય શરૂ થયું ત્યારથી જ અંગ્રેજ સરકાર પોતાના ઉદ્દેશનું એક ભારે ધતીંગ ચલાવતી આવી છે. દુનીયામાં જે કંઇ ઘટના થાય છે તે ઈશ્વરની પ્રેરણાથી જ થાય છે અને તેમાં આપણું કલ્યાણુ જ હોય છે; અને એ તત્ત્વ પ્રમાણે અંગ્રેજી રાજ્ય પણ આપણા કલ્યાણને અર્થે જ છે એ ઉચ્ચ શ્રદ્ધા મહામતિ રાનડે, દેશભકત ગોખલે અને મહાત્મા ગાંધીજીએ કેળવી. પણ અમે તમારા હિતને માટે જ દિવસરાત મહેનત કરી રહ્યા છીયે એમ યુરોપીયન મુત્સદ્દીઓ જે કહ્યા જ કરે છે તેમાં તો શુદ્ધ દંભ જ હોય છે એટલું આપણામાંના કેટલાક લોકો સમજી શકતા ન હતા. માણસ માણસ વચ્ચે સંબંધ આવે એટલે સ્વાર્થી માણસો પણ એકબીજાનું ભલું કરી શકે છે અને કરે છે પણ ખરા, એ વાત સાચી છે; પણ દુષ્યન્ત રાજાની પેઠે स्वसुखनिरभिलाषः खिद्यसे लोकहेतोः લોકોના કલ્યાણને અર્થે પોતાના સુખની પરવા રાખ્યા વગર તમે મહેનત ઉઠાવો છો એવું પ્રમાણપત્ર આપવા જેવું નોકરશાહીએ કશું કર્યું નથી. એટલું પણ કેટલાક જોઇ શકતા ન હતા. આવા લોકોને સમજાવવા એ અઘરૂં હતું. વિવેકનાં વચનથી ભોળવાઇ જઇ મતલબ ખોઇ બેસનારા આપણા લોકોને જાગૃત કરવા એ સહેલી વસ્તુ ન હતી. તે કામ કરવા પાછળ લોકમાન્યે પારાવાર નિંદા અને સરકારી અમલદારોનું

પ્રભુત્વ વહોરી લીધું. અંગ્રેજ સરકાર શુદ્ધ સ્વાર્થી છે અને તેમનો સ્વાર્થ અને આપણું હિત પરસ્પર વિરોધી છે એ લોકમાન્ય બરાબર જાણતા, અને તેથી જ આ સરકારને વિનવીને કે સમજાવીને નહિ, પણ પ્રજાની શક્તિનો પરિચય કરાવી સુધારવી એ તેમની નીતિ હતી. તેથી તેઓ કહેતા કે શક્તિ વગરનું રાજપ્રકરણ એ શુદ્ધ બાઘાઇ છે. ગાંધીજીની પદ્ધતિ ગમે તેવી હોય, પણ પ્રજાના નિશ્ચયનો અને પરાક્રમનો પરિચય તેઓ કરાવતા એ તેમને બહુ જ રૂચતું. ૧૮૯૫ માં તેમણે લખેલું:

"કેટલાક પૂછશે કે લોકમત એટલે શું? અમે કહીયે છીયે કે સામાન્ય રીતે જે ખાધેપીધે સુખી છે અથવા જેમને લખતાં વાંચતાં આવડે છે અને જેઓ પોતાની મહેનત મજુરીથી પોતાનું અને પોતાના કુટુમ્બનું સચ્ચાઈથી પાલણપોષણ કરી શકે છે એવા લોકો સમાજમાં જેટલા હોય—પછી તેઓ વિદ્વત્તામાં, સંપત્તિમાં અને અધિકારમાં મોટા હોય કે નાના—તે બધાઓનો જે મત તે લોકમત. એવા લોકો જ્યાં સુધી આપણા તરફ થયા નથી ત્યાં સુધી તેમને બેવકુફ અથવા જાનવર કહેવા એમાં પોતાની જ બેવકુફી રહેલી છે. દરેક ધંધામાં એક બીજાને ટપી જાય એવા વિદ્વાન એટલા બધા પડેલા છે કે કોઇએ પોતાની વિદ્વત્તાનો ઘમંડ રાખવો એ પોતાની ક્ષુદ્ર બુદ્ધિ અને બેપરવાઇનું

પ્રદર્શન છે. કેળવાયેલા લોકોના જ મતને મહત્ત્વ આપવું હોય તો અંગ્રેજ લોકો આપણા કરતાં વધારે કેળવાયેલા ગણાય છે અને તેમના હાથમાં રાજસત્તા છે. પછી કૉન્ગ્રેસ અને કૉન્ફરન્સની જરૂર શી? આપણા કરતાં તેઓ વધારે શિક્ષિત છે તેથી જ તો તેઓ આપણા પર રાજ્ય કરે છે. તેમના કરતાં ઓછું ભણેલા લોકોના મતની તેમણે શા માટે કદર કરવી? અંગ્રેજ રાજ્યકર્તાઓ જો કશાની પરવા રાખતા હોય તો તે બી. એ. એમ. એ. થયેલાઓના મતની તો નથી જ; કેમકે તેઓ જાણે છે કે યુનિવર્સિટીમાંથી નીકળેલા આ લોકો કશા કામના નથી હોતા. સરકાર જો કોઈના મતની પરવા કરતી હોય તો તે અમે ઉપર વર્ણવેલા લોકમતની જ છે. ખાલી વિદ્વાનોની કચકચને સરકાર કંઇ જ મહત્ત્વ આપે એમ નથી. જેમને સાચી વિદ્યાનો કંઇક સંસ્કાર થયો હોય તેમણે દેશહિતનો પૂરતો વિચાર કરી વેપારી, હુન્નરી, મજુર, કારકુન, સરદાર, જાગીરદાર, ગરાશીયાઓ, ખેડુતો વગેરે બધા વર્ગોનો મત અનુકૂળ કરી લેવો જોઇયે. સાચી આગેવાની આમાં જ છે; લોકોને જનાવર કહેવામાં નથી. તમે ભારે વિદ્વાન હશો, બર્ક, ગિબન, બકલ વગેરે જેવાઓના ગ્રંથો તમને મોઢે હશે, એટલું જ નહિ પણ તમે તેના અનુવાદ પણ કર્યા હશે, પરંતુ જેમ દારૂ વગરની એકલી ગોળીથી કામ થતું નથી તેમ દેશના ખેડુતો,

ધંધાવાળાઓ અને ખાધેપીધે સુખી એવા લોકો જ્યાં સુધી તમને અનુકૂળ નથી ત્યાં સુધી તમારી વિદ્વત્તાની કદર થવાની નથી, ત્યાં સુધી તમારો કોઇ ભાવ પુછનાર નથી. રાષ્ટ્રીય મહાસભાની ઉન્નતિ થાય અને રાજ્યકર્તાઓને મહાસભાનું કહેવું માન્ય કરવાનો પ્રસંગ આવે એ ત્યારે જ સંભવે કે જ્યારે અમે ઉપર કહી ગયા તેવો લોકમત મહાસભાને અનુકૂળ થાય. તંબુરાનો તાર એમ ને એમ વગાડવાથી તેમાંથી સૂર નીકળતો નથી, પણ તુંબડા ઉપર વગાડવામાં આવે ત્યારે જ તેમાંથી શ્રવણમધુર ધ્વનિ નીકળે છે. તે જ સંબંધ વિદ્વાન આગેવાનો અને લોકમતનો છે. લોકોને જનાવરોમાં ગણી કાઢનાર પોતે જ જનાવર હોય છે એમ કહેવાને વાંધો નથી."

લોકમાન્યે આ જે તેજસ્વી રાજકારણ શરૂ કર્યું તેનું જ સ્વાભાવિક પરિણામ આજનો બેઠો બળવો છે. ૧૮૫૭ના બળવા પછી લોકો રાષ્ટ્રના ઉદ્ધાર વિષે અશ્રદ્ધાળુ બની ગયા હતા. આત્મબળથી રાજકારણ ચાલી શકે છે એ કલ્પના તે વખતે ન હતી. આજે આપણે જોઇ શકયા છીયે કે આત્મબળથી એક માણસ પણ મહાન સલ્તનત સામે ઝુંબેશ ચલાવી શકે છે, અને તે આત્મબળ વાપરવા માટે જેટલી સહનશક્તિ આવશ્યક છે તેટલી દરેક દેહધારી ગમે ત્યારે કેળવી

થઈ શકે છે, અને સહનશક્તિ કેળવી ટેક જાળવવી એમાં જ બધી વીરતા આવી જાય છે. લોકમાન્યની જીંદગી દરમીયાન હિન્દુસ્તાનની મનોરચનામાં આ એક ભારે ક્રાન્તિ થઇ ગઈ છે.

# નવજીવન પ્રકાશન મન્દિર: અમદાવાદ

| | કિંમત | પોસ્ટેજ |
|---|---|---|
| હિન્દ સ્વરાજ (પ્રમાણભૂત આવૃત્તિ) | ૦-૬-૬ | ૦-૨-૦ |
| પ્રાણપ્રતિષ્ઠા (અસહકાર વિષેનાં ગાંધીજીનાં ભાષણો) | ૦-૬-૦ | ૦-૧-૦ |
| આટલું તો જાણજો—ભાગ ૧ લો (લે. નરહરિ પરીખ) | ૦-૬-૦ | ૦-૧-૦ |
| હિન્દ કેમ પાયમાલ થયું? ('આટલું તો જાણજો'નો બીજો ભાગ) | ૦-૮-૦ | ૦-૧-૬ |
| જેલ ડાયરી (શ્રી૦ રાજગોપાલાચાર્યની રોજનિશી) | ૦-૧૦-૦ | ૦-૨-૦ |
| પૂર્વરંગ (આર્યાવર્તનો ઇતિહાસ. લેખક કાલેલકર અને પરીખ) | ૧-૦-૦ | ૦-૩-૦ |
| રામ અને કૃષ્ણ (લે૦ કિશોરલાલ ધ. મશરૂવાળા) | ૦-૧૨-૦ | ૦-૨-૦ |
| સ્વદેશ (ફ્રેંચ દેશની એક ટૂંકી વાર્તા) | ૦-૨-૦ | ૦-૦-૬ |
| રાષ્ટ્રગીત (ઇન્દુલાલ યાજ્ઞિકવાળો સંગ્રહ) | ૦-૧૨-૦ | ૦-૩-૦ |